# બરાસ કસ્તુરીની વાર્તા.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

દવે માહાશંકર ગોપાળ.



અમદાવાદ.

રીચીરોડ ઉપર "સત્યપ્રકાશ" પ્રેસમાં

બુલાખીદાસ નારણદાસે છાપી.

સંવત ૧૯૪૬.

કીમત ૧૨ આના.

४१०९

# बरास कस्तुरीनी वार्ता.

શ્રી ગણેશાય નમઃ શ્રી શારદાય નમઃ

દોહરો.

શ્રી ગણપતી તુજને નમુ, સારદાને લાગુ પાય,
જો ઇષ્ટ દેવ કરૂણા કરો, તો ગ્રંથ સંપુરણ થાય. १
અષ્ટ ભઇરવ તુજને નમુ, નમુ જુગત અંબાય;
સહુ કવીને કરૂં વીનતી. બ્રાહ્મણને લાગુ પાય, २
કરગરૂં હું કરૂણા કરો, મુને કોઇ ન દેશો ખોડ;
તમ દાશ તણો હું દાશ છુ માગુ બેઉ કરજોડ. ३

છપ્પો.

આદશક્તી તુ અંબાય, રંગ સ્વરૂપે કાંત્તી;
દઇત દુષ્ટને પરીતાપ, ભગત જનને હોએ સાંત્તી.
હંશ વાહનીછે એજ તેજ પ્રગટછે તાહરૂં,
તુ જડ ચઇતનમાં અવતરી ભગતને સારૂ;
અરી ગંજન શુંપ દુખ, દાવાદલ ખોએ આપી,
સામળભટ કહે સહુએ મળી શેવો સાચી દેવી સરસ્વતી

ચોપાઇ-

પુરવ દેશ રળીઆમણુ ઠામ, કોશંબા નગરીનું નામ;
ચાલસેન તેનો રાજન. તેને પેટ નહોતુ સંતાન, १
રાણી ઘરમાં પ્રભાવતી, તે પણ પુરણ શીરોમણ સતી;
રાણીનું તેજ અપરંમ પાર; પણ પુત્રવણ ઝુરે અપાર. २
રાય પરજા પાળે રૂડી રીત, પુત્ર જેવી રાખેછે પ્રીત;
પરજા પામે અદકુ શુખ, સપના માંહે નહીં તેહને દુખ. ३
ચુગલ ચાડીઆને હરામખોર તે ગામમાં મળે નહીં કોય;
કપટ કોઇનાં મનમાં નહીં અડે ભુત વઇતાલ દ્રષ્ટે નવ પડે

વીજોગ કામ જાણે નહીં તેહ સુખીછે સરવ કોઇની દેહ;
ડંડની કોઇ ન જાણે વાત, ડંડ એક શીપાતને હાથ, ૫
હેવુ નીકટ કરેછે રાજ, અસત એન્યા અંતરથી તાજ;
પરજા પામે અદકુ શુખ. સપના માંહે નહીં તેહને દુખ ૬
હોમ જગન કીધાં અતી ઘણા, દાન દીધાં એમાં શી મણા;
એમ ઘણા ઉપાય કીધા સહી, પણ પુત્ર ફળ કાંઈ પામે નહીં.
પંડીતને પુછ્યું રાજંન, કેમ પુત્ર થાશે ઉત્પન;
પંડીત એવી બોલ્યા વાણ જોઇએ શાસ્ત્ર વેદ પુરાણ. ૮
પાંચ લાખ ચંતામણી કરો, તેથી પુત્ર તુને થાશે ખરો;
પારથી કરાવે પાતીક જાય, પુત્ર ફળ તે તારે થાય. ૯
રાજાએ માની તે વાત, પગે લાગ્યો જોડી હાથ;
તતક્ષણ રાજા હરખ્યો એહ, કહ્યા પ્રમાણે કીધુ તેહ. ૧૦
રાજા શુખ પામ્યો તે નેટ, ગરભ રહયો નારીને પેટ;
ગરભ વંતીતો રાણી થઈ, રાજાનીતો ચીંતા ગઇ. ૧૧
ઘણું હરખીત તે મનમાં થયો અશ્વ ચઢીને મ્રગીયા ગયો.
સાથે સકળ શેન્યા પરવરી, ચોદશ શેવક રહ્યા તરવરી. ૧૨

દોહરા.

તારે સેનાં સહુ આવી સહી તારે રાજા બોલ્યો વાણ.
હવે અમે એકલા જાશુ શહી, તમે પાછા વળો પરધાંન. ૧
રાજા ચાલ્યો એકલો, જહાં મોટુ જંગલ રાન
તે ઠેકાણે પરવરયો, ઘેર ગયો પરધાંન. ૨
મધ્યાન કાળ પુરણ થયો, તાપે તન પીડાય;
તરસ લાગી અતીઘણી. તેથી જીવ તલપાપડ થાય ૩
રાહ મારગ શુજે નહી, તે જંગલ મોટુ જાણ
ત્યાં એક કઊતક થયુ તે સંભળાવુ કાન; ૪
ત્યાં એક અપછરા સ્વરગની. બેઠી કુંભ વીમાન.

અંતરીક્ષ મારગ જાય્યે સહી, તેનું નવ જુગુશા નામ, ૫
તેણે તે દીઠો રાયને; જંગલમા ફરતો તે જાણ;
એતો રાજા ભીમસેન, એવું જોઈને બોલી વાણ. ૬
જુંહાર જુહાર તેણે કરયો. રાજાને તેણી વાર;;
તે રાજા કાંઈ જાણે નહી. તે ફરતો વન મોઝાર. ૭
તે જુહાર લીધો નહીં, તેણે વીચારયુ મન;
શરાપ દીધો તે રાયને ક્રોધથી કહ્યા વચન. ૮
તે રાજા મોટો રાજવી, છે ચતુર શુજાણ.
એ જુહાર મારો લેતો નથી, એવડુ શુ અભીમાન ૯
એ બાવરો સરખો થઇ રહયો, જોય ચો દશાએ દ્રષ્ટ.
મારો જુહાર મીથ્યા કરયો, માટે એને દેઉ કષ્ટ, ૧૦
કરોધ મારો રહેતો નથી, આજ જણાયુ એનુ પાપ,
મારો જુહાર માન્યો નહી; એવડુ શું અભામાન. ૧૧
તમ નારીનો વીજોગ થજો, એમ કહયું તે વાર;
પણ ખબરતો રાયને નથી, જે કોણે દીધો શરાપ, ૧૨
ત્યાંથી પોતે ચાલ્યો સહી, ઘેર આવ્યો પોતે રાય.
તે નગર મધે આવ્યા સહી, સામાતે આવ્યો પરધાંન ૧૪
વાજતે ગાજતે રાયજી, ગયા મંદીરમાં રાજંન;

ચોપાઈ

અપછુરાએ દીધો શરાપ તે પોતે જાણે નહીં આપ;
ગરભવંતી તે નારી જેહ, રાજા જોઇને હરખો તેહ. ૧૪
ખતરી લોકમાં એવો ધરમ, તે નમને સંભળાતું મરમ;
ગરભવાળી નારી થાય જાહરે, સ્વામી તેને પુછે તાહરે. ૧૫
જેનું મન નારીને થાય, તેની સ્વામીને કહેવી હાય;
માટે એમ પુછે રાજન, કહો અસ્ત્રી તમારે સેનું મન. ૧૬
જો મહારા મનની પુરો હામ, તો હું કહું તે કરોને કામ;

લાડીએ કરીને વાત બરાવ, તેમાં તું મુજને નવરાવ. ૧૭
વશતર વના તેમાં ઝીલું શહી, એવી મહારે મન ઈછા થઇ;
તે રાજા સાંભળી વિશમે થયો, મનમાં પશતાઈને રહયો.
જો માડું થયું નારીનુ મન, તો કાંઇ થાશે મારૂં વીઘન;
તે રાજાથી ના કેમ થાય, ના કહે તો શીરજ જાય. ૧૯
જે કાંઈ ઈશ્વરનો બનાવ, એક વાડીમાં ખોદાવી વાવ;
પછે રાયે મન વીચારીયું, હવે રૂધીર કહાંથી ભરૂં. ૨૦
પાણી તેમાં ભરવું શહી, પછે બુધ વિચારી તહીં;
પાણીમાં નંખાવ્યો પતંગ, ત્યારે થયો રૂધીરનો રંગ. ૨૧
તે રાણીને દેખાડયું દ્રષ્ટ રાજા. મનમાં પામ્યો કષ્ટ;
રાણીને કહે તતપર થાઓ સખીયો તેડી વાડાયે જાઓ. ૨૨
જેમાં મન થયુ તેમાં નહાય, નારીને મન હરખ ન માય;
રાજાના પેટમાં પડીછે ફાળ, ત્યાં મોકલા પાછળ રખવાળ.
હરામી દ્રષ્ટીને હરો, જઈ રાણીને રક્ષા કરો;
ચોદશ શેવક રહ્યા તરવરી, રાણી વાડી મધે પરવરી ૨૪
વસ્ત્ર ઉતારી મુકયાંછે બહાર, અંગે ધરયાછે સોળે શણગાર;
શેવક ઊભાછે વાડી બહાર, હાથમાં રહીછે નગન તરવાર ૨૫
બંદૂક પિસ્તોલો કરમાં રહી, ઊભા વાડી ઘેરી તહીં;
પેલી સખી સઘળી ઊભી બહાર, જળ મધે ઉતરી તે નાર
તેને મનતો રૂધીર છે શહી, તેમાં ઝીલી તે રાણી રહી;
સુંદર રાણી શોભે સોહાગ, મુસ્તકે વેણી વાસુગ નાગ.૨૭
તેજ તપે તરૂણી તણુ વળી ગરભથકી થયુ અતી ઘણુ;
ઘડી બે ચાર થઈ જાહરે, શખી બહારથી બોલી તાહરે.
રાણીજી હવે નીકળોને બહાર, ઘણી થઈ ગઇ તમને વાર;
રાજાજી જોશે બહુ વાટ, કરતા હશે તે ઊચાટ. ૨૯
તારે રાણી કહે હું ખુશી થાઊં, જાણે આખો દહાડો નાહુ;

નીકળાનું મન મને નવ થાય, હેવું કહીને તેમાં નહાય. ૩૦
જેજે કરમ તણી એ ગતી, થાસે થવાનું તે ખબરજ નથી;

દોહરા.

સતે વાવમાં ઝીલે સુંદરી થઈ ઘટીકા ચાર;
તારે એક કઉતક થયુ, તે સાંભળો નરને નાર. ૧
એક ગરૂડ ગગન જાતો હતો, તેણે દીઠી નાર;
તેને મન ઉપર છે, એવો કરયો વિચાર. ૨
પતંગ રંગ રૂધીર શાહી, તેમા ઝીલે ધરી આનંદ;
તેમાં ગઊર કાયા દીશે ઘણી, જાણે માસનો પંડ. ૩
શીશ કેશની શોભા શી કહું જાણે વળગ્યા ભોરંગ;
તેનાં નેત્ર જાણે કાચબા, એવો દીઠો રંગ. ૪
તરત લીધી એને ચાંચમાં, ઉડો લેઈ આકાશ;
ઓ ગઇ ઓ જાય છે, સખી જોયા કરે ચોપાસ. ૫
બંદુક નાળ ઊભી કરી, મારે તડોતડ તીર;
સખીઓ હાથ ધરી રહી, સઉએ નયણે ભરીઆં નીર.
શઉ ચીતરામણવત થઈ રહ્યા, સુઝે નહીં કાંઇ પેર;
શુધ સાન ઊડી ગઈ નથી જવાતું ઘેર. ૭
હવે જવાબ શું દેશું રાયને, એમ થરથર કંપે કાય;
એકી દ્રષ્ટે ઊંચુ જુએ શાહી, કરા કરે હાય હાય. ૮
વાર જારે ઘણી થઇ, તારે રાય થયો અશવાર;
થોડા શેવક લઈ કરી, આવ્યો વાડી મોઝાર ૯
નારી વીન સુખ દીઠાં સરવનાં તારે રાજા પુછે એમ;
રાણી મહારી કાંહાં ગઈ મુખે બોલો નહી કેમ. ૧૦
કેમ જાણ્યો સરવને, મુખે નવ બોલાય:
કંઠે રૂદન થાએ શાહી, થર થર કંપે કાઅં. ૧૧
રાજા પણ વિશમ થયો, શકે થયું વીચ્રન;

રાણી મહારી કહાં ગઇ, એમ પુછે રાજન. ૧૨
કહે શેવક રાજા સુણો, થયો મહા ઉતપાત;
રાણી ઝીલતી હતી વાવમાં, કહીશ હું માંડીને વાત.
પછે કઉતક મોટું થયુ, આવ્યો વીનતાનો તન;
તેણે લીધી ચાંચમાં, તે ઉડયો લેઈ ગગન. ૧૪
હમે ઉપાય અદકો કરયો. મારો અતીસે માર;
તે અંતીક્ષ મારગ ઉડી ગયો, અમે જોયા કરયું આઠાર
એવું કહેતાં ઝબકી ગયો, રાજા પડો પ્રથ્વી મોઝાર;
શ્વાસ નહીં કંઇ ચેતના, થઈ રહો હાહાકાર. ૧૬
ત્યાં નગર બધું આવી મળ્યુ, આવ્યો પુર પરધાન;
તે રાજાને ઘણું વીનવે. તોય બોલે નહીં રાજન. ૧૭
ગુલાબ અતર છાંટયાં ઘણાં, અમ કીધા ઘણા ઉપાય;
ચાર ઘડીએ મુરછા વળી, ત્યારે બોલ્યો રાય. ૧૮
રાણી માહરી કયાં ગઈ, શી થઇ એની પેર;
રાણી રણમાં મુકી કરી, શું મોં લઈ જાશું ઘેર. ૧૯
તારે પ્રધાન રાઆને પ્રીછવે, વળી નગર લોક તે ઠામ;
નગરશેઠ આદે શહી, તે શહુ કરે પરણામ. ૨૦
મેં શું ધાર્યું ને શું થયુ, તુટી મહારી આશ;
મેં પુત્ર મુખ દીઠું નહીં, હું છેક થયો નીરાશ. ૨૧
મહા કલપાંત કીધું શહી, પછે વિચારી પેર;
પ્રધાન લોક સહુએ મળી, તેડી લાવ્યા ઘેર ૨૨
તે દુખ અતીશે ભોગવે, મનથી રહે ઉદાશ;
શભા મધે બેસે શહી, પણ મન નારીની પાસ. ૨૩

ચોપાઇ.

એ વાત એટલેથી રહી, પેલી નારીની શી ગત થઇ;
તે ગરૂડ લેઇ ઉડોતો ગગન, આવોછે એક સો જોજન. ૧

એક મોટો પાહાડ છે સહી, ઉભો ગરૂઠ તે ઉપર જઈ;
ચાંચમાંથી કાઢી છે નાર, કરવા બેઠો એનો આહાર, ૨
તે ગરૂડે જાહારે કાહાડી બાહાર જુવેતો જીવતી દીઠી નાર
મુકી નારી ઉડો ગગન, નારી બેઠી તાંહાં કરે રૂદન, ૩
તહાં અરણ્ય વનતે ભારે સહી; પશુ પંખી કોઇ માનવ નહી.
જળ ફળ મળે નહીં લગાર, તહાં એકલી રૂદન કરેછે નાર ૪
મેં એ કાં માઠો કરો વીચાર, નાહાવા મન કીધુ રૂધીર મોઝાર
માહારા સ્વામીનોઅહુ નેહ, નીસ્ચે તજશે હવે એ દેહ. ૫
અરે પરભુ નોધારાનો આધાર, વેગે ચડજો માહારી વાહાર
તમો ભગત દુખની સાંભળોવાણ, તતક્ષણ દોડો તમે ભગવાન.

છપ્પો

પરથમ મછા સ્વરૂપ ભુપ સંખાશુર મારો;
બીજે કછપ રુપે ચઉદ રતન બાર કાડો;
ત્રીજે વારાહ સ્વરૂપ. પરથવી ગ્રહી ડાહાડે રાખી.
હીરણ્ય કસ્યપને તતકાળ લજયા તેની નવ રાખી.
ચોથે નરસીંહ સરૂપ ભગત પ્રહ્લાદ કાજે સહી.
સ્થંભમાંથી પ્રગટા તહી, તેના બાપને મારો સહી. ૧
પાંચમ પરમેસર રૂપ, વામન થઇ વીશ્વમાં વાપો,
એ બાણાશુરનો બાપ બળી પાતાળે ચાંપ્યો,
છઠે તે ફરશુ રામ, ફરશીતે કરમાં લીધી,
સહસ્રા અરજુનનો નાશ, પછે પૃથવી નક્ષત્રી કીધી.
સાતમે રામચંદ્રજી થયા વાંદર ટોળી મળવી સહી
સમુદ્રમાં પથર તારા, રાજા રાવણ મારો જઈ. ૨
આઠમે શ્રી ક્રશ્ન અવતાર, મનોહર મોહન જેવું;
પુરણ શોળ અવતાર ભગતને દરશણ દેવું,
નવમે બુધ શવરૂપ, ધ્યાન એક ચીતે માંડી;

માર મારૂં નહીં કાંએ લજા સહુની તરછોડી;
દશમ કલંકી અવતરી પ્રથવીનો પ્રલય કરયો,
વળી ભગતને કારણે ભોમ મધે અવતરયો. ૩

ચોપાઇ.

એમ નારી કરે રૂદંન, કોણ સાહ કરેરે ભગવંત,
એમ ત્રણ દીવસને ત્રણ રાત, એકલી રુદન કરેછે જાત. ૧
એમ ત્રણ દીવશ થયા જાહરે. કામ તેનું થયુ તાહરે;
તાહાંથી એક જોજન પર તહી, એક રૂષીનો આસરગછે સહી ૨
ઘેર વીધારથી ભણેછે ઘણા, વીધામાં કસી નહીં ગણા.
તેને ગરૂએ સોંપ્યુ કામ, દરભ વીણી લાવો આ ઠામ ૩
પાંચ સાત વીદારથી જેહ, દરભ વીણવાને આવ્યા તેહ;
મુખે જપતા ગુરૂનું નામ, આવ્યા નારી બેઠી જેહ ઠાંમ. ૪
તે પાહાડ તળે આવ્યા જાહરે, દરભ વીણવા માંડયા તાહરે;
જીણે શબ્દે રડે ત્યાં નાર; ત્યારે વીધારથીએ કરયો વીચાર. ૫
કાંઇ ભુત પરેત ડાકણ છે સહી, એ કોણ કારણ રડેછે અહી;
પછેહીમત રાખી શરવે રહા શબ્દ સાભળી પાહાડ ઉપર ગયા,
દીઠી નારી નઉતમ વેશ તારે સઉને પડયો અદેશ;
પુછે સઊ મળી સમાચાર, કેમ રૂદન કરેછે નાર. ૭
તેણે તેનું કહુ વરતાંત, ભાગી તેના મનની ભ્રાંત,
ત્યારે વીધારથીને આવી દયા, તેને ગુરૂ પાશે તેડી ગયા. ૮
ગુરૂ આગળ સરવે માંડી કહી વાત, આ નારી સકોમળ જાત;
વળી ગરભ વંતી નારી સહી, એના દુખનો પારજ નહીં, ૯
ત્યારે ગુરૂજીએ દીધી ધીર, મુખ પખાળી પાયુ નીર;
ભાવતાં કરાવ્યાં ભોજન, પછે રૂષિ બોલ્યારે વચન, ૧૦
તમ સુખે રહો અમારે ધામ, તમ હમ પુત્રી કેરે ઠાંમ;
જાણે જણવા આવા જેમ. તમા મનમાં ચીતવજો તેમ. ૧૧

હવે દુખ માં ધરશો લગાર, સુખે રહો તમારૂં દવાર;
પછે નારી રહી તે ગામ, પ્રભુની કીરપા થઈ તે ઠામ. ૧૨.
સુખ પામી ને પોચી આશ, એટલે પુરણુ થયા દશ માસ;
શુભ નખેતર શુભ તીથી સોમવાર, પુત્ર પ્રસવ કીધો નાર ૧૩
ઘેરથી વિઘારથી આવા ત્યાંહે, ગુરૂને વધામણી કહી તાંહે;
ગુરૂને હરખ થયો તેણીવાર, જનમ અખેર કરાવ્યા સાર,૧૪
પછે પુત્રનો કહયો સમાચાર, તારા પુત્રના પ્રાક્રમનો નહીંપાર
સકલ વિદ્યા ગુણુ પુરણુ થશે, પ્રથ્વીપતી એ રાજા થશે. ૧૫

છપ્પો.

કામ સમાને રૂપ, ભુપ રામચંદરજી જેવો;
કરણુ સમાન દાતાર. મહીમા મહાદેવ જેવો;
સ્થીરતા જાણુ એમ. ગંભીરસાગર જાણું;
દાને બળી રાજન બરાસ એહેકથી જાણું;
કીરતી પુરણુનીધી થશે. ગુણે ગણુપત શરખો શહી;
સામળ કહે શું વરણુવુ, શેષ પાર પામે નહીં. ૧
સતે જેવો હરીચંદ્ર, લક્ષ્મી કુબેરના જેવી.
માને માન ખાતા તહાં, બુધ તરતી બછે તેવી.
વાણી વીદુર વાશ ખેમાએ પ્રથવી કાંપે,
જોરાવરમાં જોધ; બાણુવળીમાં બહુ ફાવે.
શુર પુરૂષમાં સતવાદાઓ, ધીરવીર ખાતા સહી;
સામળ કહે સહુ સાંભળો એના પ્રાક્રમનો પારજ નહી ૨

ચોપાઇ

એમ રૂષીએ કહ્યો પરકાર, તે નારીને હરખ અપાર,
હવે દીન પર તે મોટા થાય, શુંદર વેશ સોહાવે કાય, ૧
બીજનો ચંદ્ર વાધે જેમ. કળા કુંવરની વાધે તેમ;
શરીર શુધ બરાસને ઠામ; માટે બરાસ એવુ પાડયુ નામ. ૨

દિન દિન પ્રોઢો થયો તે બાલ, ગુરૂ દેખી આણે બહુ વહાલ;
વરસ પાંચ થયા જાહરે, ગુરૂંએ ભણાવવા માંડયો તાહરે. ૩
વર્ણ શીખવી તે વીધા ભણે. ગુઢ અખેર અણુ સીખવા ગણે;
કાવ્ય કવીત ભાષાના ભેદ ભણે શાકળ સારતરના વેદ. ૪
અષ્ટાદશ જોયા પુરાણ, અગલ પુગલ પીંગલ નીરવાણ,
દુહા ગાથા વ્યાકરણ વીચાર સંસ્કૃત પ્રાકૃતનો નહીં પાર; ૫
વિદ્યારથી સંગ રમને જમે, તે માત પીતાને અદકુ ગમે;
એમ કરતાં વરસ થયા છે સાત. પછે થઇ કઉતકની વાત. ૬
વન મધે કુંવર રમતો ફરે, હરનીશ એકલો જાય બાહરે,
તે માતાને હરખ ન માય, પુત્ર દેખીને શુખીઆ થાય. ૭
પોતીકા કરનું કંકણ જેહ, બાળકને રમવા આપ્યુ તેહ,
તે કંકણ લેઇ રમવા જાય, રમે જમ આણંદ નવમાય, ૮
એક દીન વનમાં રમતો બાળ, ત્યાંશુ કામ થયુ તતકાળ;
એક વાદી આવ્યો વનમોજાર, બાળક રમેછે તેણે ઠાર. ૯
તેણે આવી સુ કીધુ કામ, મહુઅર વગાડયુ તેણે ઠામ
તહાં મહુઅર નાદ થયો જેટલે મણીધર નાગ નીકળ્યો તેટલે ૧૦
તે વરધ નાગ પુરાતન સહી મણી મુસ્તક ઉપર ચળકી રહી;
ફેણ માંડી બેઠો તે ઠામ, તારે બાજીગરે શુ કીધુ કામ. ૧૧
ઝટ પકડી તેને ઝાલીઓ પોતીકા કંડીઆ માંહે ઘાલીઓ,
નાગ લઇ ચાલ્યો તે ઠામ, તારે બાળકે મન કરયો વીચાર, ૧૨
સઘળુ બાળકે દીઠુ દ્રષ્ટ અદકુ મનમાં પામ્યો કષ્ટ;
સુરવિર ધીર રાજાનો તન તેને દયા આવી બહુ મન. ૧૩
બાજીગરને બોલાવ્યો વળી, તેની પોતે મનમાં કળી.
અરે બાજીગર પુછુ અમો, આ નાગ લઇ સુ કરશો તમો. ૧૪
ત્યારે બાજીગર બોલ્યો વાણ. એ અમારૂં જીવતર, તુ જાણ;
એ નાગ લેઈ જઈ વસ્તીગાંહ્ય રૂ, ખેલ ખેલાવી ઉદર ભરૂ ૧૫

અમારા કુળનો એ વહેવાર, માટે નાગ લીધો આ હાર;
તારે બાળક કહે એ માઠું કામ, એમાં જીવ નથી શું રામ.૧૬
એનાં સ્ત્રી બાળકને વીજોગ પડે, એથી તુજને કષ્ટ નડે;
માટે મુકી દે આ ઠામ, કર ઉદમ તું બીજું કામ. ૧૭
વાદી કહે તું છે અજ્ઞાન, એને નવ મુકું એ મહારો પ્રાણ;
એ માહરી રોજી શહી, હાથ આવ્યો હવે મુકું નહીં. ૧૮
તારે બાળક બોલ્યો વચન, કેટલું એથી મલશે ધન;
એટલું ધન મુજ પાસેથી લીયો, પણ એ નાગને મુકી દીયો.
કહે વાદી તું આપે શરવથી, પણ એ નાગને મુકવાનો નથી;
એમ કહી ચાલ્યો શરવથી, ફરી બાલક બોલ્યો તે કથી. ૨૦
કંકણ આપું તુજને તેહ, લઇ વાદીને દેખાડ્યું તેહ;
સાત પાછાઇનું છે મુળ. નહીંતર બીજું છે સમતુલ. ૨૧
હીરા રતન છે જડાવ, માણેક મોતીની નહીં માણા;
અંધારે થાએ ઊજેશ તે કંકણ દીઠું ઘણું તેજ. ૨૨
લલચાયું વાદીનું મન તારે વાદી બોલ્યો વચન;
આ કંકણ જો આપો તમો, તો નાગને મુકી દઈએ અમો.૨૩

દોહરા.

તારે બાળકે કંકણ આપીયું, છોડાવ્યો તે નાગ;
તે કંકણ લેઈ વાદી ગયો, બળીયું તેનું ભાગ્ય. ૧
વાદી ત્યાંથી વ..ો શહી, તારે નાગને થઇ વાચાય;
ધનધન ભાયગ તાહરૂં, તેં કીધી મહારી સહાય. ૨
જીવતદાન દીધું સહી, ઉગરયો મહારો પ્રાણ;
હું પ્રસંન થયો અતીઘણો. માગ માગ વરદાન. ૩
તારે બાલક જઈ ચરણે નમ્યો, તમને ગમતુ જેહ;
તે કૃપા કરીને આપીએ, મુજને વહાલું તેહ. ૪
નાગે પછે મન વિચારીયું, કહ્યું તે બાલકને વચન;

એક વેણુ આપીચું હાથમાં, સાંભલરે રાજન. ૫
આ વેણુ જારે વાગશે; મોહ પામશે નર ને નાર;
પશુ પંખીને માનવી સહુ મોહેશે સંસાર. ૬
વળી ઘાત ઉપઘાત થાયે નહીં, મુઠ નજરે કે ઘાત;
વ્યાધી રોગ વ્યાપે નહીં, નહીં થાય કાંઈ ઉચાટ. ૭
વળી દરીઆમાં બુડે નહીં, અગની ન બાળે દેહ;
વિખ વપરીત ચડે નહીં, જશ મોંઢે સહુ કેહ. ૮
ગુણ બુધી ને ચાતુરી, હોશે અપરમ પાર;
તમે સુર્વ સમરથ થશો; કોઈથી નવ પામે હાર. ૯
વળી કષ્ટ પડે સંભારજો, ધરજો માહારૂ ધ્યાન.
હું આવી શા.હે કરીશ, એમ કહી થયો અ તર ધ્યાન. ૧૦
તે નાગ તારે અલોપ થયો, તે બાળકે વિચારી પેર;
પેલી વેણુા કરમાં લેઇ કરી, આવ્યો પોતાને ઘેર, ૧૧
માતાને વાત માંડી કહી, કહી તાતને વાત;
સાંભળી સરવે પરસન થયા, હરખ પામ્યા શહુ શાથ ૧૨
તે વેણુા લેઇ ગાન કરે, મધુંરે શુર રશાલ;
શબ્દ શહુ ત્રણ ગ્રામશું, તેથી ઉપજે શહુને વાહાલ. ૧૩
બ્રામણ તે ભણતા રહે, જોગી રહેવાદે ધ્યાન,
વાછરૂ ગાયને ધાવે નહી, જયારે કરેછે ગાન. ૧૩
ભગત ભગતી ચુકે સહી, ગુણીજન તજેછે ગાન;
ડાહયો નર ડાહાપણ તજે, હુંકારી તજે અભીમાન. ૧૫
વડવાડીઓ વડવાડ તજે, જયારે કરેછે ગાન,
ચતુર નર ચાતુરી તજે, વીણા શબ્દ શું ણીકાન. ૧૬
નારીઓ જે સાંભળે, તરત તજે અભીમાન.
શબ્દ જે કોઇ સાંભળે; સરવે ભુલે ભાન.

ચોપાઇ

એ વાતતો અહીંયાંથી રહી, પણ તે રાજાની શી ગત થઇ;
નારી ગઇ નીશચે જાણુ, રાજાએ તજવા ધાર્યા પ્રાણ. ૧
એમ કરતાં વરસ વિત્યાં સાત રાજા કહે પ્રધાનને વાત;
વરસ સાત થયાં શરવથી, હજી નારીની કાંઇ ભાળજ નથી. ૨
માટે મહારે તજવો પ્રાણ તારે કહી પરધાને વાણ;
કાલે રાણી તમારી આવશે, દુખ જશેને સુખજ થશે. ૩
માટે ધીરજ રાખો મનમાઝાર, કરતા હરતા છે કીરતાર;
એમ પ્રીછવી રાખ્યો રાય, એમ કરતાં ઘણા દીન વીત્યાય. ૪
રાતે રાય સુતો જાહરે, સુભ સ્વપ્ન થયું તાહરે;
જાણે પાસે બેઠીછે નાર, પુત્ર ખોળાગાં છે નીરધાર. ૫
તે નારી હેતું બોલી વચન, સાંભળો મહારા સ્વામીન; .
મુને માઠી મત ઉપની જાહરે હું દુઃખ પામી તાહરે. ૬
હવે તમ મલ્યા સ્વામીન, એમ કહી દીધું આલીંઘન;
કંઠે ભરાવ્યા બેહુ હાથ, પરસ કરયો સ્વામીની સાથ ૭
તારે રાજાએ બોલજ કહ્યા, તારા વિના બહુ દુખીયા થયા;
એમ કહી દીયે આલીંઘન એટલે ઉઘડી ગયાં લોચન. ૮
પ્રાતસકાળ થયો જાહરે, નીતકરમ કીધું તાહરે;
કપડાં સુંદર પેહેર્યાં સાર, આવી બેઠો સભા મોઝાર. ૯
એટલે આવ્યો પુર પરધાન, રાજાએ દીધું બહુ માન;
પેલું સ્વપ્ન દીઠું તેહ, પ્રધાન આગળ સરવે કહ્યુ તેહ. ૧૦
તારે પ્રધાન કહે સાંભળરે રાય, હવે થોડા દીવશમાં ચિંતાજાય
રાજા કહે ફરકે જમણું લોચન, એવું સાંભળી થયો પરસન.
હવે એ વાત અહીંથી રહી, પેલો વાદી કંકણુ લાવ્યો તહીં;
ફરતો ફરતો આવ્યો વિદેશ, તે નગરમાં કીધો પરવેશ. ૧૨
તે બાજીગરે વીચાર્યું મન, એને વેચીને લેઊં ધન;
તે કંકણનું મુલ કોણુજ કહે, રાજા વિના તે કોણુજ લે. ૧૩

આ તો મોટા છે રાજન, એ કંકણ લેઈ આપશે ધન;
તે વાદી સભાગાં ગયો, કર જોડીને ઓભોજ કહ્યો. ૧૪
તારે રાજા બોલ્યો તેની સાથ કહે ભાઇ તાહરી શી છે વાત;
તારે તે કંકણ કાઢયું બહાર, આપ્યું રાજાના કર મોઝાર. ૧૫
આ કંકણ વેચવું છે માહરે, જો મુલ આપી લેવું હોય તાહરે;
રાજાએ કંકણ લીધું હાથ ઘણું હરખ્યો તે મનડા સાથ. ૧૬
આ કંકણ તે મહારૂં એહ, રાણી કર સોહાવ્યું તેહ;
હવે તું કહે ભાઇ સાચી વાત. કંકણ કયાંથી આવ્યું હાથ. ૧૭
કોઈએ આપ્યુ વાટે પડયુ, એ કંકણ તમને કાંહાંથી જડયું.
તારે તેણે કહી સહુ વાત. અથ ઇતી માંડી કહી ખ્યાત. ૧૮
હુ દુર પંથ ગયો તો જાણ, એક બાળક રમતોતો અજાણ;
માહા મનોહર તેનું રૂપ, જાણે કોઇ પ્રથવીનો ભુપ. ૧૯
માહારા કુળનો ઉદમ જેહ, મેં કરવા માંડયો તો તેહ,
મહુઅર વગાડયુ જાહરે એક મણીધર નાગ નીકલ્યો તાહરે ૨૦
હું તેને લઇ વલ્યો જેટલે, તે બાળ બોલ્યો તેટલે.
તેણે કહ્યુ આ કંકણ લ્યો, નાગ પકડયો તે મુકી દયો. ૨૧
મેં કંકણ લીધું હાથમાં સરપ મુકયો તેના સાથમાં;
તે બાળક તાંહાં મુકાવીને ગયો, હું પણ મારે પંથે થયો. ૨૨
હું દેશ દેશાવર ફરો સહી, પણ કોઇએ કંકણ લીધું નહી;
ભારે મુલતે કોણે અપાય એ કંકણતે કેમ લેવાય, ૨૩
તમારુ સાંભલ્યુ મોટુ નામ, જાણ્યુ ત્યાંહાં થાસે કામ;
એવુ જાણીને આવ્યો અહી, ખપ હોયતો રાખો સહી ૨૪

દોહરો

વાત જારે એવી કહી, ચમકયો તે રાજન
પરધાન હવે તમે સાંભળો, એમ કહે રાજા વચન ૧
ત્યાહા સોધ કહાડો સહી, મળસે પુતરને નાર;

દ્રવ્ય અનંગળ લ્યો તમો, જાઓ તે વન મોઝાર. ૨
કેહેતામાં સેવક સજ થયા ને સજ થયો પરધાન
તે વાદીને સાથે લીધો સહી ચાલ્યો કરી પ્રણામ ૩
વાટ ઘાટ વાસો રહે દડ ગજલ તે ચાલ્યોજાય
પછે ઘણા એક દીવસે આવીઓ, ગાહા વન મોજાર. ૪
ત્યારે વાદી કહે પ્રધાનને, અહીં બાળક રમતો તેહ;
નાગ મુકાવ્યો માહરો, કંકણ આપ્યું જેહ. ૫
પરધાન એવું સાંભળી ઘેન ઊતારયું ત્યાંહ;
પછે પોતે ઘોડે ચડયો સહી, જુવે કુંવરની ભાળ. ૬
બધૂ વન શોધી વળયો, નવ દીઠો તે બાળ,
રાત પડી ગઇ જાહરે પાછો આવ્યો દેશ મોજાર. ૭

ચોપઇ.

બીજે દીવસ થયો જાહરે. તે બાળક વનમાં આવ્યો તાહરે;
વીણા કરમાં ઝાલી જાણુ મધુરે શબ્દે કરેછે ગાન.
હાથી ઘોડા ઊંટજ શહી સહુ એક્રી દ્રસ્ટે જુવેછે તહીં.
હય દળ પાળા પરધાંન, સરવે માંડી રહયાછે કાન. ૨

દોહરા.

બાજીગર કહે પરધાન શુણો, મુને કંકણ આપ્યું તન;
તે બાળકતો એજછે, એ સાચુ માનો વચંન. ૧
પરધાન બોલ્યો તે સમે, સાંભળરે તું બાળ;
તારૂ ગાન પુરૂ શુણું શહી, તુને દેખી ઊપજેછે વહાલ. ૨
કુંવર પાશે આવ્યો સહી, તે બોલ્યો મુખ વાણ;
કોણ દેશનો તુ અધીપતી કેમ આવ્યો તુ રાન. ૩
કટક કોણ ઉપર ચડ્યુ, તે કહોને સાચી વાણ;
વગર મોતે મારયા જશો, જો કરશો કોઇની ઘાત. ૪
ત્યારે પરધાન કહે કુંવર સુણો, તમે કોહોના સંતાન.

તમા રાજ કુંવરછો સહી, શુંદર ચતુર સુજાણ; ૫
કોસંબા નગર સોહામણું ત્યાંનો ચીત્રશેન રાજંન;
પરભાવતી રાણી તેહની, તે તણાં અમા પરધાંન. ૬
વીજોગ પડયો તે રાણી તણો, તેને વરસ થયાંછે સાત;
ગરભ સહીત તે રાણી ગઈ તેની જાણતાં કાંઇ વાત ૭
એક કંકણ દીઠુ રાણી તણું, ત્યારે રાજાએ કહીવાત;
આ વાદીને બઇ કરી, તે વનમાં જાઓ પરભાત, ૮
કંકણ દીઠુ રાણી તણું આવ્યુ વાદીને હાથ;
તેણે બાળ કહી સહી વેચવા આવ્યો તે માટ. ૯
તે સારૂ અમે આવીઆ, રાજા ધરે બહુ દુઃખ,
તે રાણી રાય મળે સહી, તો તતક્ષણ થાએ શુખ, ૧૦
ત્યારે તે બાળક બોલીઓ સાંભળો કહુંતે સાર,
મારી માતા અહીંઆં રહે રૂષીના આશરમ મોઝાર. ૧૧
તાત અમારે છે નહીં, પાળે રૂપી કરે જતંન;
હુંને મારી માવડી, રહીએ છીએ આ વંન. ૧૨
પરધાંત હું પુછુ મારી માતને, તારે જાણીતો થાઙ,
જાણ્યા વીના બોલું કશુ તે સહુ ચીતમાં ચાહૂ. ૧૩
મારી કંકણ મેં આપ્યુ સહી, આ વાદી કેરે હાથ;
નાગ મુકાવ્યો મેં સહી, એતો સાચી વાત. ૧૪
એવું કહીને દોડીઓ, દોડી આવ્યો માની પાસ;
હરખ ધરતો એતી ઘણો અતી ધરતો મન ઉલાશ, ૧૫
મા પાશે બેઠો સહી, બોલ્યો કરી પ્રણામ;
સાચુ ના કહો મારી માવડી તો તમને મારા સમ. ૧૬

ચોપાઇ.

મારા તાતજીનું શું છે નામ, ને આપણું કયાં હોશે ગામ;
આ વનમાં એકલા કેમ અહીં, આ જંગલે વસ્તી કેમ નહીં,

એવી વાત કહી જાહરે, તેની માતા બોલી તાહરે;
સાચુ કહુરે મારા તંન, આજ તાહારૂ મનાવુ મન. ૨
કુશુંભા નગરી પરમ વીશાલ, ત્યાંહાંનો ચીત્રશીન ભુપાળ
તે રાયની હું રાણી સહી, વીજોગ પડયોને આવ્યા અહીં ૩
વિત્યા વાત કરતાં વરશ સાત, હજી ખબર નથી શાક્ષાત;
આવ્યો છે આપણો પરધાંન, લાવ લશ્કર લેઇને જાણ. ૪
કુંવરે એમ કહ્યું જેટલે, બારણે શેવક આવ્યો તેટલે;
એટલે આવ્યો પોતે પરધાંન. રાણીએ દીધાં બહુ માન. ૫
પોતીકો પરધાંન દીઠો જાહરે નેતરે નીર વહ્યાં તાહરે;
તે રૂશીને વાત સરવ કહી, ખરી નીશાં રૂશીની થઇ, ૬
પ્રધાન કહે વીદાય કીજીએ, જઇ વધામણી અમારી લીજીએ
તારે રૂશી કહે તતબર થાઓ શુખે તમારે દેશ જાઓ. ૭
પ્રધાન કરગરી લાગ્યો પાય તમે અમારી કીધી શાય.
રાણી ચરણે લાગી તહી, આશા આપી પીતાજીએ તહી; ૮
આશીશ વચન લેઇ મુસ્તક ધર્યું. તતક્ષણ સેના સજ કર્યું;
નોબત નગારા ગડગડે; ઢોલ દલમાં ત્યાં દડદડે. ૯
હાથીપર મેઘા ડંમર સાર, તે પર બેઠો રાજકુમાર,
પ્રધાન તેને ચમર કરે, નીશાન તે પર ફરકરે, ૧૦
રૂશી ઘોડે વળાવા ગયા, પછી વીધારથી શહીત પાછા વળ્યા
પચરંગી શેન્યા શાહુજાણ, જાણે સ્વરગ તણો રાજંન. ૧૧
શમીપે નગરી આવી થકી, વધામણી આગળથી ગઈ;
સાંભળીને ચીત્રસેન રાજંન, ઓવી રાણીને આવ્યો તંન. ૧૨
શાંભળતામાં તતબર થયો સેના લેઈ રાજા સામો ગયો;
માતીએ થાળ ભરાવી સહી, તે રાજાએ કરમા ગ્રહી, ૧૩
પુતરે પીતા દીઠો જાહરે, તાંહાંથી હેઠો ઊતરયો તાહરે;
માનીડે વધાવ્યો તંન, ખોળે બેશાડી પુછે રાજંન, ૧૪

માથે હાથ ફેરવી કહે મારા તંન, હરખ ધરી કીધું ચુબંન
પરેમના આંશુ નેતરેથી વહી, એક એકની વીગત કહી. ૧૫
પાછી સેના તતખર થઇ નગર મધે તેતો પરવરી,
મેઘાડંમર ઉપર બેઠો રાજંન ખોળામાં લીધો છે તંન. ૧૬
પ્રધાન પોતે ચમરજ કરે, એ રીતે નગરીમાં ફરે,
નગર લોક જોવાને જાય, અતી આનંદ હરખ ન માય, ૧૭
રાજાનો નીરખ્યોછે તંન હરખે સઊલોકોના મંન;
ભાટ બંધીજન કરે પોકાર, તે જશ ઘણો કરેછે વીશતાર, ૧૮
પોહોચ્યા રાજભુવન જાહરે સભા મધે બેઠા તાહરે;
રાજાદે જાચકને દાન, માગણને ત્યાં દેછે માન. ૧૯
વધામણી વેંહેંચીછે ઘણી, શી શોભા કહુ તે તણી;
વાદીને કીધો વદાય, ઘણું દ્રવ્ય દીધું તેને રાય. ૨૦
પછી જાતી કરમ કુંવરના કરી, ઘણો હરખતે મનમા ધરી;
પુત્ર શોભે તે શુંદર કાય, જાણે આભ માંહે ચંદ્રમાય. ૨૧
વાણા લેઇ ત્યાંહાં કરેછે ગાન; સહુ માડી રહેછે ત્યા કાન;
છપ્પો—ચઊદ વીધા ગુણ જાણ, પરમાણતો પંચે કીધો;
બુદ્ધ બત્રીસે લક્ષણ પરેમરસ પ્રીત પીધો
અતીશે કોમળ અંગરંગ રૂડો શોભે અંગે;
એહેકે બ્હેક બરાસ શુધંધી રૂડે સંગે;
કળા બોહોતેરી બુધ ચતુર મીત માહે ઘણુ,
શામેળભટ શાચુ કહે વરણવ કરશું તે તણું.
શાસ્ત્ર પુરાણને વેદ કુંવર ભણેતે પાઠે;
કવિતભાષાનો રંગ શુ કહુ તેનો ઠાઠે.
દુહા ગાથાના ભેદ સંસ્કૃત પ્રાકૃત પરમાણે;
કામણ મોહનને વશી કરણ વિદ્યા વ્યાકરણની જાણે,
સુરવીર ધીર ઘણું કામ સમાને રૂપછે

બરાસ નામછે તે તણું તે પ્રથવી પતી ભુપછે. ૨
દોહરા— તેમા પ્રાત્રમ અતી ઘણું, કહેતા ન આવે છેહ.
વજીર તણો એક કુવરછે તે સાથે બહુ સ્નેહ. ૧
ઘડી અળગા રેહેતા નથી, હરનીશ બનો જોડ;
ગુણ લક્ષણ સમોવડ સહી, નહી ખાપણકે ખોડ. ૨
ગુણસ્વભાવના છે એ ઘણા તે રાખે રૂડી રીત;
બરાશ કુંવર જે રાયનો તે સાથે બહુ પ્રીત. ૩
જમનુ ખાવુ એકઠુ સુવુ એકઠા સેજ;
સુખ દુઃખ એક એકને કહે; માંહો માંહે બહુ હેત ૪
મ્રગીઆ રમવા સંચરે, બેજણ થઇ અસવાર;
તે વન મધે જઈ ફરે, લાવે રોજ શીકાર ૫
તે વનમા કામ કેવું કરે, વેણા વગાડે હાથ
પછે શીકાર કરે શહી, પકડી લાવે પોતીકે સાથ. ૬
હાથી જુંથ મળે ઘણા સાંભળવાને ગાન;
હાલ્યા ચાલ્યાંની ગતી નહી, ધરી રહે શહુ ધ્યાન. ૭
પછે પકડી લાવે નગરમાં લાવે પલક મોઝાર
અહરનીશ આણંદ કરે લાવે રાજન શીકાર, ૮
દેશે દેશ ચાલી વારતા જે રૂડો બરાસ રાજન
એના પ્રાક્રમને પોચે નહીં, એવો ચીત્રસેનનો તંન, ૯
માગા આવે દેશ દેશના જેને ઘેર કંન્યા સાર
કુંવરનું મન નથી માનતુ, સહુને કહે નાકાર ૧૦
ત્યારે તાત કહેછે તનને પુત્ર પરણો કન્યા રૂડી પેર;
તમ લાયક હોએ સહી ત્યાં કરીએ રુડી પેર
ત્યારે પુત્ર કહે પીતા શુણો મારે પરણ્યા કેરી નાય,
અમારૂ મન માને સહી, તારે કહીશુ હાય: ૧૨
ત્યારે રાજા બોલ્યો નહી, ત્યારે મીત્ર પ્રોછવે વાત;

ભાઇ તમે પરણ્યાની ના કહો એ રૂડો નહીં વેહેવાર ૧૩
પરણો કંન્યા રાયની શુંદર ચતુર શુજાણ
તવ કુંવર મન એમ કહે, તે મીત્ર પ્રત્યે સાચીવાણ, ૧૪
ચોપાઈ=રાજકુંવર કહે સાંભળ મીત્ર, તારી મુખી પરમ પવીત્ર
ગુણ લક્ષણ ગુણનો ભંડાર એવી જાહરે મળશે નાર ૫
ત્યારે અમ પરણીશુ સહી ત્યાર વગર પરણવાનો નહીં
વારૂં કહીને મીત્રજ રહ્યો ફરી બોલ રાજાએ નવ કહ્યા ૨
તે કુંવરને વરસ થયાછે બાર; પછી શો થયો પરકાર;
નીત શીકારે જાએ સંહી, શું કામ કરેછે ત્યાંતે રહી. ૩
ગોફણનો લાગ્યોછે ખ્યાલ તેથી આવ્યો પશુનો કાળ;
એમ થોડા દીવસ ગયા જાહરે પછીશુ કહતક થયું તાહરે. ૪
વજીર કુંવર રાજાનો તંન, એ જણ મ્રગીયાને આવ્યા વન,
ગોફણનોતો મારેમાર, કરે પશુ તણો સંહાર, ૫
તે કુંવર પંથે ગયો છે બહૂં હવે તે કથા વીશતારી કહું;
એક તપસ્વી બેઠો તપ કરે ધ્યાન ઈશવર કેરૂં ધરે. ૬
તેને ગોફણ વાગી તે દીશ, નીકલ્યું રૂધીરને ફાટયું શીશ.
અરે અરે કરે પોકાર એ કોણ દુષ્ટ મને મારનાર. ૭
વજીર રાય ત્યાં બેજણ ગયા, જઈ પેલાને ઓશીઆળા થયા
આશના વાશના કીધી ઘણી સ્તુતી કીધીતે ફકીરજ તણી ૮
બહુ અમેથી થયો અન્યાય તે તમારે કરવો બેમાય.
બેહુ જણ મળી સ્તવનજ કરે કરગરેને ખોળા પાથરે ૯
ત્યારે તપસ્વી બોલ્યા વચન, રાજકુંવર તું કેનો તંન.
કોસંબા નગરીનો ધણી. જેની કીરતીછે જગમાં ઘણી, ૧૦
જે ચોનસેન કહીએ રાય, તે આમારો પીતાજી થાય;
તેનો કુંવર બરાસ મુજ નામ રમુ વનમાં મ્રગીયાને કામ ૧૧
એવી તપસીએ શાંભળીપેર ઉતરી ગયું તપસીનું ઝેર.

અરે રાજકુંવર તમને નવઘટે એમા તમારૂં માનજ વટે. ૧૨
જો બીજો હોતતો દેતજ સંરાપ રાજ કુવર જાણી કરૂણુ માફ
જો તુ રાખે એવડુ જોર આપનમા આવી કરેછે શોર, ૧૩
શેજમા ઘાત તે કીધી મુને, હુ બળીઓ કયારે જાણુ તુને;
કસ્તુર સભાવતી કહેવાય દરીઆપાર નગરી તે ત્યાહ ૧૪
ત્યાનો કપુરશેન્ય રાજન કપુરા વતી નગરીનુ નામ;
તેને કસ્તુરાવતી છે તન, રૂપે જાણે છેરે રતન, ૧૫
સંવારોર કસ્તુરી ચોળીને નાહાય, ઘણા રાજા તેને મન ચાહે
કોઇને લાવે નહી મન અહંકાર ઘણોછે તેહને મન ૧૬
એવી નહીં કોઈ સુંદર નાર ત્રિલોકમાં પ્રથવી સંસાર:
દેવતાને મન વરવાનું થાય પણ તે નારી કોયને નવચાયું ૧૭
જોગી જંગમના મન ચળે એવી નારી ભાગેજ મળે.
તેનું મુખ જોઈ ચંદજ લજવાય તે રૂપે આભજ મોજાર ૧૮
એની વેણી વાશુંકી નાગ સમાન તેણે કીધો પાતાળે ઠામ.
તેને કરજોઇ કમળ લજવાય તે નારી રહે જળ મોજાર; ૧૯
તેની ભ્રગુટી કમાન આકાર નેત્ર રસં ભરયાં રહેછે આકાર
તેની નાશીકા શુંક ચાય પ્રમાણ કપોળ જાણે ઉગ્યોછે ભાણુ.
દંત જાણે દાડેમની કળી વાણી મીઠી મધુરી ગળી.
હસતાં ખાડા પડેછે ગાલ, મુખડુ જાણે લાલ ગુલાલ. ૨૧
પેટ પોયણુ વત પાતળુ નાભી શેન સોભે અતી ઘણું
કટી સહીના સરખી રંભ. જંગા જાણે કેળના સ્થંભ. ૨૨
ચાલ ચાલે ગજગતી, એવી નારી પ્રથવીમા નથી.
તે કંન્યા પરણે જાહરે, તુને જોરાવર જાણું તાહરે. ૨૩
સાંભળી એવી તપશીની વાણ વીભળ થયો રાજાનો પ્રાણ
માહબાણુ વાગ્યા તે ઠામ. બોલ્યો મીતજ સાથે વાણ. ૨૪
તમ તમોરે ભોવન પરવરો, આશા રખે અમારી કરે,

કન્યા પરણીશું જાહરે પાછા મંદીર આવું તાહરે. ૨૫
જો નારી એ મળશે નહી, તોતો પ્રાણ તજીશુ સહી.
આ અવતાર ધરયો નારી માટ, એવો મનમાં ઘડીઓ ઘાટ ૨૬

દોહરો—ત્યારે વજીર સુત વાણી વદે સાંભળ રાજ કુમાર.
તમને મુકી પાછો વળુ, તો ધીક ધીક મુજ અવતાર ૧
આ તન મન ધન તાહરૂં, હું તાહરો ચાકર જાણ;
તમો પાછા મુને મોકલો સહી, તે ઘટે નહીં રાજન ૨

છપ્પો

મીત્રનો એ વેહેવાર તે દુખીએ દુખીઓ
મીત્રનો એ વેહેવાર તે સુખીએ સુખીઓ;
મીત્રનો એ વેહેવાર સાથે લેઇને ફરવું.
મીત્રનો એ વેહેવાર માન મુકીને મળવું
મીત્ર તેતો જાણીએ જેવાટ ઘાટ સાથે સહી;
સુખ દુખમા આવી મળે અધક્ષણ અળગો નહીં. ૧
તે મીત્રને ધીકાર મન વીના જે મળવું,
તે મીત્રને ધીકાર સુનમારાંધ કરવું.
તે મીત્રને ધીકાર દુખ જોઈ પાછો ફરશે;
તે મીત્રને ધીકાર પાપ થકી જે વીર રળશે.
તેવા મીત્ર સા કામના જેની ઉપર સ્નેહ નવ ધરે
સામળભટ સાચુ કહે મન મળુ ત્યાં અંતર કરે ૨

ચોપાઇ.

માટે માનો માહરી વાત હું આવુ તમારી સાથ
બેહુજણ ઘોડે થયા અસ્વાર ચાલ્યા અરણ વન મોઝાર ૧
અઘોર વનમાં ચાલ્યાજાય કોઈને નવ ગણે લેખા માંહે
પાહાડ પરવત ડુંગર પરચડે, ટીબા ટેકરા પરોઢા પર ઉરે ૨

નદી નાળાં આવે શુઝાય રસ્તો મારગ નવ જણાય;
બેર ખાખર ખઃસાદડા તાડ શીશોળીઆને બેટે હાડ, ૩
બાવળીઆ બોરડીને કથાર ઝાડ ઝંખ નાસુને પાર.
તેમજો હરણાં દેતાં ફાળ, બોલે જાંબુક શશલા શીઆળ, ૪
વાઘ વરૂ ચીતરા છે ઘણા શુઅર રોઝ સીંહની નહિ મણા,
હવે વન દીઠું છે વોમ મહા ભયંકર વસ્તી ભોમ. ૫
ત્યાં બીતા લાગ્યાં બંનો સહી, જવા આવાનો મારગ નહી
એમ વીશદીન ને વીશજ રાત, બંને અસ્વ ખેડા છે જાત. ૬
એકવીશમો દીન થયો જાહરે એક શુંદર વન દીઠુ તાહરે;
ત્યાં કાયર નરના જાએ પ્રાણ પણ સુરવીર ધીર રાજન. ૭
પણ સુંદર વન દીઠું જાહરે મન રળીયાત થયા તાહરે;
ફુળી રહી તાં ભાર અઢાર સુંદર સુગંધી છે અપાર. ૮
વારૂં વન ચારોળીતણાં અખોડ પસ્તાં બદાંમનાં છે ઘણાં;
દ્રાક્ષ માંડવા છે ઠામો ઠામ આંબા જાંબુ એલચીનાં વન. ૯
ડમરો મરવો કેતકીનાં વળી ગુલાબ માલતી મુચકુંદ ભળી;
દાડમડી જમરૂખ ને શીતાફળી લવંગ લતા રહી છે ઢળી. ૧૦
કેળ સ્થંભ છે ઓળા ઓળ નાનાં વિધ પંખી કરે છે શોર
જાવંત્રી જાયફળના વરક્ષ નાળીએરી નારંગી વરક્ષ. ૧૧
સુક સારીકા હંસ ચકોર કોયલ મેના મધુર મોર
ભમર ગુંજાર કરે અતી ઘણા. શોર કલોલ થાયછે ઘણા ૧૨
તે ઠામે એ આવ્યા વીર, ત્યારે મનમાં આવી ધીર;
દેખી વન બહુ હરખે ભરયાં, ત્યારે અસ્વથી હેઠા ઉતરયા ૧૩

દોહરા= વીશ દીન એમ વહીગયા અસ્વ ઉપર અસ્વાર
એકવીશમે દહાડે હેઠા ઉતરયા અસ્વ બાંધ્યા તે ઠાર ૧
મુખ પખાલણ કીધું શહી, તેમાં કીધું અસનાન,
નીત્ય કરમ પોતે કરયું આપ્યાં સુરજનો દાન. ૨

આશના વાસના અરવની કગીની રયાં ચાર ને નીર;
નાનાંવીધ ફળ ભક્ષણ કરયાં સુખ થયાં શરીર. ૩
મધુરો વાયુ આવે સહી લાવે સુગંધી અપાર;
સુતાં સુખ પામ્યા ઘણુ નીંદ્રા આવી તે ઠાર. ૪
ચોપાઇ=બીજા દીનનો થયો પ્રભાત સુતા ઉઠયા બેઉજણ સાથ.
વળી ત્યાં કીધું અસનાન શુરજને દીધા અરધ દાન. ૫
ફુલ તણા કીધા આહાર પાછા અસવે થયા અસવાર;
ખેડ ખેડ કરતાતે જાય, કોઇને ગણે નહીં લેખા માંહ, ૨
એક દેશ મુકીને બીજો લે, નીરા પડે ત્યાં વાસો રહે-
રાજકુંવર તવ બોલ્યો વાણ, શાંભળ ગુણસ્વભાવ ગુણવાન ૩
ઘર મુકે થયા ત્રણમાસ તોએ આપણી નવ પોતી આશ
હવે દેહ તજુ સરવથી; મુને કસ્તુરાવતી મળવાની નથી. ૪
ત્યારે બોલ્યા ગુણસ્વભાવ વજીર રાખો આપ કદેમાં ધીર
આપણે કસ્તુરાવતીને મળશુ શહી એ વાતમાં સંદેહ નહીં ૫

દોહરા.

એમ વિચાર કરતાં સંચરે, આવી વસમી વાટ;
ભયભીત વીવલ ઘણું. મનમાં ઘણો ઉચાટ, ૧
એમ કરતાં ત્રણ દીવસ થયા પછી શુ થયું ત્યાં કામ
એક વડ મોટો ગંભીર સહી ઉતરયા બંને તે ઠામ ૨
વડ થડે ઘોડા બાંધીઆ સુતા બંને વીર;
ફીરતા ધીર રાખી ઘણું ને સુખીઆ થયાં શરીર. ૩
નિદરા કીધી બેઉ જણે વેગે ગઇ છે મધરાત;
તાર પછી તહાં નીપન્યુ તે કહું વિસ્તારીને વાત ૪
સ્વપ્નુ આવ્યું એક રાયને. દીઠા પુરૂષ ત્યાં ત્રણ;
છત્રાલે આયુધ અંગે ધરયાં. તે બોલ્યા સુખ વચન. ૫
ચિંતા નહીકર તુ અધીપતી, થાશે તાહારૂ કામ;

તુંને કસતુરાવતી મળશે સહી, જશો કપુર સભાવતીમાંમ ૬
આજથી ચોથે દહાડે આવશે, એક આશાવરી ગામ
તાં તમો સુખ પામશો એવુ આશાવરી તેનું નામ. ૭
તાં તમે સુખ પામશો જડશે કપુરસભાવતી ગામની ભાળ
પછી કસતુરાવતી મળશે સહી, એમ કહ્યુ તતકાળ. ૮
એમ કહી પુરૂષ ગયા ઝબકીને જાગ્યો રાજંન;
પેલા પુરૂષ દીઠા નહી. પડયો વીચાર બહુ મન. ૯
એટલે વજીર સુત જાગીઓ, બોલ્યો મુખે વચન,
તમે શું વિચારોછો રાયજી. કેમ પરવશ પડયા પ્રાણ ૧૦
રાજ કુંવર એમ બોલીઓ મુને આવ્યુ એક સ્વપન,
તે પ્રગટ વાત કહીગયા આવ્યાતા પુરૂષ ત્રણ. ૧૧
કહ્યુ આજથી ચોથે દહાડસે આવશે આશાવરી એક ગામ,
તહાં તો કામ તમારૂ થશે પહોંચશે મનની હામ. ૧૨
એમ કહીને તે ગયા એટલે ઉઘડયાં મારાં લોચન;
એવી વાત કોઇ કહી ગયું પછી સાચુ જુઠુ કે સ્વપન. ૧૩
તારે વજીર સુત વાણી વદે થયા અસ્વે અસ્વાર;
જે હશે તે જણાશે સહી કરતા હરતા કીરતાર. ૧૪
એમ કહી અસ્વ ખેડીયા ચાલ્યા ચતુર સુજાણ;
ત્રણ દીવશ એમ વહીગયા તાં ખુશી થયા રાજાણ. ૧૫
ચોપાઇ=ચોથો દીવશ થયો જાહરે, આશાવરી ગામ આવ્યુ તાહરે
નગર સુંદર દીઠુ તહી દરવાજે દરવાન બેઠો સહી. ૧
જઇ ઉભાં બંને તે ઠામ તારે દરવાને કીધો પ્રણામ;
તારે બોલ્યો રાજાનો તન કહે દરવાન સામુ વચન. ૨
આ નગરીનુ શું છે નામ કોણ છે અહીંનો રાજન;
પણ દરવાન બોલે નહીં મુખ તારે રાજાને લાગ્યું દુખ, ૩
ફરી વળી બોલ્યો વજીર કાં રે બોલતો નથી અધીર;

આ નગરીનું નામ શું કહેવાય આ ગામનો કોણ છે રાજાય. ૪
કોય તે બોલે નહીં વાણ વિસ્મે પામ્યા તરૂર ને રાજન;
પછી ચાલ્યા નગરમાં જાય તાં તેવો દીઠો પ્રકાર. ૫
સુંદર મોહેલ ચિંતામણ સાર જડીત કનકે હીરા હાર
છજાં ગોંખલા વાડી સહી. મેડી મોહેલની સોભા કહી, ૬
વાડી કુવા તળાવને વાવ, તે નગર જોતાં ઉપજે ભાવ;
નગરની શોભા અપરંમપાર. ભરયો દ્રવ્ય લક્ષ્મી અપાર.
પણ વસતી ઝાઝી નહીં તહી, કોઇ કોઇ માણસ ફરેછે સહી;
ભીયા ભુચીને ગળીમે પોળ જોઇ મોહોલની ઓળા ઓળ, ૮
કોઇ ઠેકાણે પુરૂષ પજે, કોઈ ઠેકાણે નારી પાણી ભરે,
તેને જઇ પુછે રાજન, કો મુખે નવ બોલે વચન. ૯
તે જોઈ અચરત મનમાં થાય, એને કારણ શું કહેવાય;
કોઈ મુહે બોલે નહી વાણ. ખણો અંદેશો કરે રાજન ૧૦
એજાણ મનમા કરે વીચાર. પછી આવ્યાં જ્યાં રાજદ્વાર;
અન્તર મધે આવ્યા સહી, તેની સોભાનો પારજ નહી. ૧૧
નેસતી ઘાંચી તંબોળી સાર, કંદોઈ કણસારાની હાર
ઘાંચી મોચી પરા તાગીઆ જેહ, સરાણી લુંહાર કાપડી તેહ ૧
ડોશીની દુકાન હારો હાર, નાણાવટીપણ અપરંમપાર;
માળી ઘોબી ઘાંચી સાર, રંધાડીઆ રંગારા અપાર. ૧૩
વેપારીઓ વેપારજ કરે, ગામમાં લોક ફરેને હરે;
પણ મુખે કોઇ બોલે ન વાત શમશાએ સઉ બતાવે હાથ. ૧૪
રાજા સરવેને પુછે જઇ કોઈ મોઢેથી બોલે નહી;
જેને લેવાની ઇછા થાય, તે તેની દુકાને જાય. ૧૫
જેને વસતુ જોઇતી હોય જેહ સમસાએ બતાવે તેહ.
હાથમા નાણું આપે જાહરે તે વસતુ તેને આપે તાહરે ૧૬
પણ મોઢેથી બોલવાની ના, ત્યારે રાજા જોઇ વીશમ થાય.

તે બજારની ચરચા જોઈ ત્યા પણ બોલતુ દીઠુ નહી. ૧૭
ત્યાંથી આગા ચાલ્યા જાય રાજ મહેલ આવ્યો ત્યાંય;
ત્યાં છડીદાર ઉભા છે દવાર જેષ્ટીકા ઝાલી કર મોઝાર. ૧૮
રાજકુંવરે જવા માંડયું જેટલે, જેષ્ટીકા આડી ધરી તેટલે;
બે જણુ ઉભા ચોકીદાર તેણુ અટકાવ્યો રાજકુમાર. ૧૯
જેષ્ટીકા તેણુ આડી કરી, પણ મુખે નવ બોલ્યો તે ફરી
બેમાંથી એક ઉભો રહ્યો બીજો મહેલની માહે ગયો, ૨૦
પાછો તે આવ્યો જાહરે, પેલી લાકડી પાછી લીધી તાહરે
બે જણ સભામાં ગયા, જઈ કચેરીમાં ઉભા રહયાં. ૨૧
ત્યા બેઠાછે પંડીત પરધાન તે કચેરી શોભાયમાન.
ગુણકા નરત કરે તે ઠાર પણ મુખે નવ બોલે લગાર. ૨૨
હાવ ભાવ કરે અતી ઘણા, હાથના ચાળાગાં નહીં મણા
મુખે નવ બોલે કરેતે ગાન, સહુ જોયા કરેછે તાન, ૨૩
રાજા બેઠો સિંહાસન, અરધાંગે સ્ત્રી રૂપ રતન;
પેલા બે જણુ દીઠા જાહરે, તે રાજા ઘણી ઉઠયો તાહરે ૨૪
પ્રણામ કરી બેસાડયા પાસ; તેની ઘણી કરી આશવાશ.
તમો રાજકુંવર આવ્યાછો આહીં અમારા ભાગ્યનો પારજ નહી
પછે શેવકને કહ્યું ફરમાન એની ચાકરી કરોને આજ.
નારી અરધાંગે હુતી જેહ તેને આજ્ઞા દીધી તેહ; ૨૬
તમે જાઓ ઘરમાં નાર; રશોઇ સામગ્રી કરો તઇયાર
તે રાજા વજીર બે જોઇ રહયા પછે બોલ પોતે ત્યાં કહયા ૨૭
પેલી નારી ઊઠી બેઠી થઇ પણ મોઢેથી કાંઈ બોલી નહી,
અંગે ધરેલા સોળ શણુગાર એ નારી રંભાનો અવતાર ૨૮
દોહરા= રાજ કુંવર તય બોલીઓ સાંભળને રાજંન.
આ ગામ બધુ નીરખીયુ વિપરીત દીઠુ કારણ. ૧
મુખે કોઈ બોલતુ નથી પશુ પંખી કે માનવ જન.

સભા બધી જોઈ સહી, કોઇ નથી બોલતુ વચન. ૨
એક દીઠા તમોને બોલતા સાંભળો એ સંદેહ;
આ મોહોડે કોઇ બોલતુ નથી; શું કારણછે તેહ; ૩
ત્યારે રાજા કહે તમ સાંભળો, પછે મનાવશુ મન
સંધે મનનો બાગીશુ પછી, તમે પ્રથમ કરો ભોજન. ૪
બ્રાહ્મણ બોલાવ્યો તે સમે, વપન કરાવ્યું રાજન,
તેલ આત્તરેલ શુંગંધી અતી ઘણી, કરાવ્યુ મરર્જન. ૫
ઉસણો દક અશનાન કરી, કરવા બેઠા ભોજન;
ત્રણ જણ સાથે રહી, પીરશે પેલી નાર. ૬
તે અણુશારે પુછે સહી. જે જોઈએ તે સાર;
મન ગમતુ માગી લીએ, પણ મુખે બોલે નહી નાર. ૭
તે ભોજન કીધાં ભાવતાં; તે દીકુ તેણે સાથ:
મુખવાસ લવીંગને એલચી; બીડાં આપ્યાં હાથ, ૮
પછી ગોષ્ટવાત માંડી સહી. બોલે ત્યાં રાજાય;
પ્રથમ તમારી કહો શહી, અથ ઇતી વારતાએ, ૯
તમે કયાંથી આવ્યાને કયાં જશો, કયા તણા રહેનાર.
નામ ઠામ અમને કોહો તમો. કોણ તણા કુમાર. ૧૦
ત્યારે રાજકુંવર ત્યાં બોલીઓ સાંભળરે નરેશ;
અમો શીલસેન રાજાના તન, કશુંબા નગરી દેશ,
આ વજીર સુત કહેવાય શહી. માહારેછે મીત્રાચાર
અમ બેજણ અરાવે બેશી કરી, રમવા ચાલ્યા શીકાર; ૧૨
ઓકૃણ મારા હાંથમાં મારતો પશુને કરી રીશ
તહાં તપશી એક તપ કરે જઈ વાગી તે શીશ. ૧૩
રૂધીર ધાર તેને વહી, કરવા માંડયુ રૂદન;
અમો સમીપે જઇ પુછીઉં. કરમરી પુછુ અમો વચન. ૧૪
તે કહે જોર એવડુ કરોતો જાઓ કપુર સભાવતી ગામ;

તેની પુત્રી પરણો જઇ, જેનું કસતુરાવતી છે નામ, ૧૫
વચન તેનું સાંભળી, અમને લાગી હોશ.
ત્યાંથી અમો બે ચાલીઆ ખુદતા આવ્યા પાહાડ, ૧૬
અમે દુખ ઘણું વેઠ્યુ શહી, આવી સુતા અઘોર વન:
નિદ્રા કીધી એક જણ, ત્યા થયુ અમોને સ્વપન. ૧૭
ત્રણ પુરૂષ કોઈ આવીઆ શુરવીર તે ઠામ.
આજથી ચોથે દહાડલે આવશે આશાવરીગામ. ૧૮
ત્યા કામ તમારુ થશે જડશે તમને બાળ:
એમ કહી પાછા વળ્યા એટલે થયો પ્રાતુસ કાળ ૧૯
તાંથી અમ ચાલ્યા સહી તેને દહાડા થયાછે ચાર,
તાહાંથી અમો આવ્યા સહી તમ નગરીને દાર. ૨૦
પણ સંદેહ મનનો મટાડીએ કો બોલતુ નથી કેમ;
વેપાર વણજ કરે શહુ, કોઇ મુખે બોલે નહી વચન. ૨૧
હાસે ન્હાસે લીએ દીએ, કોઇ મુખે નવ બોલે વચન.
એક તમો મુખ બોલો શહી, એ ભરાંત પડેછે મન. ૨૨
ત્યારે તે નર બોલીઓ. કહુ અમારૂ વરતાંત.
સુખ દુખને હાણ વરષ તે બાગુ તમારી ભરાંત. ૨૩
ચોપાઈ=હમ સોરઠ દેશ તણા રહેનાર; હમે જાત તણા સુતાર
હમો બેબાઇની જોડી શહી. એના પ્રાક્રમનો પારજ નહી ૧
દેવધર છે મોરૂ નામ, બીજા પ્રાણધર અભીધાન
તે મોટા હું નાહાનો સહી, મારે દુખનો પારજ નહી. ૨
અમે આગને સુરસેન રાજન, અમે જાતે હતા નીરધન;
હમ બે ભાઈએ વીચારી પેર. દ્રવ્ય કેમ આવે આપણે ઘેર.
હમમાં કીસબછે અપરમપાર, બે ભાઇએ કરયો વીચાર:
કાષ્ટ તણો એક હંસજ કરયો માંહે દોરી સંચારો ભરયો ૪
તેમાં કળા શી કીધી પ્રકાશ તે ઉડો હંસ ચઢી આકાશ,

રાજકુમાર તો ફીરે તહાં, ભંડાર અજાનો ભરયાછે જહાં ૫
તાળાં કુલફ બહુ ત્યાં રહે, વળી ચોકીદાર કોઈ ચોકી કરે.
પેરેગી ત્યાં પેરા ભરે, ત્યાં રાતે હંસ જાય જાહરે. ૬
તાળા કુલફ નજરગાં રહે, તરત ઉઘડી જાય તાહરે;
હંસ પેશે ઓરડામ જાર પાંખ પોતાની પોહોળી થાય. ૭
હંસ પેહોળો થઇને ચાંચજ ભરે; પેલી દોરી ભારે થાય જાહરે
મારો આઇજાણે તે ઠામ પાછો આવે પોતીકે ગામ. ૮
તરત દોરી એંચે ઉલાસ, હંશ ત્યાથી ઉડે આકાશ
દ્રવ્ય હરયુ તેણે અપરંગપાર. એમ કરતાં વરસ થયાછે ચાર ૯
તે ભંડાર સરવે ખાલી કરયો, દ્રવ્ય લેઇને ઘરમા ભરયો.
એક દીવસ સુ કઉ થયુ તમ આગળ તે સાચુ કહુ ૧૦
તે ભંડારીએ કરયો પોકાર, દ્રવ્ય ખજાનો નથી લગાર;
સારે રાજાને ચિંતા થઇ, ચોકીવાળા તેડાવ્યા તહીં. ૧૧
તમારી ચોકીમાંથી દ્રવ્યજ જાય, તે ચોરને કરો પેદાય
નહીંતો તમને મારૂ સહી મારયા વીના મુકુ નહીં. ૧૨
તે જાગતા રહ્યાં રાત, તે ન જાણે મારો ભ્રાત;
ત્યારે હંસ મોકલ્યો તે ઠામ, ત્યારે ચોકીવાળે શું કીધું કામ ૧૩
હંસ આવતો પેઠો જાહરે, ચોકીવાળે જાણ્યુ તાહરે.
હંસ પેઠો જ્યારે ભંડાર. દ્રવ્યભરયુ તેણે અપરંમપાર, ૧૪
પાછો નીકળગો જ્યારે બાહાર ઉડવાને કરયો વીચાર,
એવે તેણે ઝાલ્યા સહી, એટલે દોરી તુટી ગઇ, ૧૫
ખાલી દોરી આવી હાથ. ત્યારે ચમકીને ઉઠયો ભ્રાત,
તેણે વિચારી એવી પેર, જે હંસ રહયો રાજાને ઘેર. ૧૬
એ રાજા મુંને ઓળખશે શહી. એ વાતમાં સંદેહ નહીં.

દોહરા= કાષ્ટ તણો એ હંસછે, એનો પ્રાણુધર ઘડનાર
નીશ્ચે ભ્રાત આવ્યુ સહી, એમ કીધો મન વીચાર. ૧

એમારયા વીના મુકે નહીં લુંટી લે ઘરબાર;
હવે મુકે નહિ જીવતો શુળીએ દે નીરધાર. ૨
એવું મન વીચારીયું તે માંડી કહી વાત;
આપણે અહીંથી નાશીએ નહીતર કરશે ઘાત. ૩
ગોરી જલાઇ આપણી માટે ચેતો તરત;
નાસો હવે અહીંઆ થકી નહીંતર માથે આવ્યું મરત ૪
વીમાન બે ગડયાં ત્યાં હતા કાષ્ટતણાં નીરધાર;
તેમા દોરી સચરો અતી ઘણો તે ઉડતાં ચાલે આકાશ; ૫
એક સાતસેં જોજન જઈ શકી બીજુ ચારસે જોજનસાર
ધન માલ તેમા લેઇ કરી, બે ભાઇ થયા અસવાર ૬
સાતસો ઉપર પ્રાણુવર ચડયો, ચારસો ઉપર હું અસવાર;
તે રાતો રાત ચાલીઆ, આગે અંત્રીક્ષ ગગન મોઝાર, ૭
મારો પ્રાણુવર આગળ ચાલીઓ, હું રહયો પાછળ છેક
પછી ખબર તેની નથી, હું રહયો તે એકા એક. ૮
ચારસેં જોજન હું આવીઓ હું સુતો વડ એક ઠામ
રાતે નિંદરા કીધી ઘણી, પછી શુ થયુ ત્યાં કામ. ૯
સ્વપનું આવ્યુ તહીં મુને દીઠા પુરૂષ જણ ત્રણ;
તમને જેમ કહયુ હતુ, એમ મુને કહયુ વચન, ૧૦
કહયુ આજથી ચોથે દહાડસે, આવશે શુંદર ઠામ;
તે નગર બધું દેહવટ થયું, એક દઈતે કરયું તે કામ ૧૧
માણુસ સરવે ખાઈ ગયો. પણ માણુસ ન મળે કોઇ
ઠામ મુકી નાશી ગયા, જોવા રહયુ નહીં કોઇ. ૧૨
ભરયુ ભાદરયુ શેહેરછે, પણ માણુસ ન મળે કોઇ.
તાં રાજ મેહેલ આવી રહયો; કરતુત દઈતના હોય. ૧૩

ચોપાઇ.

એમ કહીને પુરૂષ ગયા, એટલે અમો જાગતા થયા;

પ્રાતશકાળ થયો જાહરે, અમો તાંથી ચાલ્યા તાહરે. ૧
ત્રણુ દહાડા ચાલ્યા જાહરે, આ નગર અમે દીઠુ તાહરે,
નગરમાં ઉઘાડા દ્વાર, નહી મળે કોઇ ચોકીદાર. ૨
ગામમાં પેઠા જાહરે, કોઈ લોક ન મળે તાહરે,
બધી દુકાનો ઉઘાડી સહી, માલ ભરયો તેની સંખ્યા નહી. ૩
પણુ ન મળે ત્યાં ચોકી કોય, એવું દેખી મન અચરત હોય
નાણાવટીની દુકાનો જોઇ ઉઘાડી પડીછે તહી. ૪
બારણે રૂપીઆના ઢગલા ઘણા, ઝવેરી જડીઆ ચોકશી તણા,
બધાનો માલ પડ્યોછે બાહાર. ન મળે કોઈ રખવાળ. ૫
એમ સઘળુ જોયુંછે ગામ, પછે આવ્યો હું આણે ઠામ;
રાજ મેહેલમ જોયો સહી, પણ કોઈ માણુસ દીઠુ નહી. ૬
ખજાનો ઉઘાડયો સાર. તેમાં દરવ્ય ભરયુ અપરંગ પાર;
હું આપે એકલો જાત, તાર પછે કહુ એક વાત, ૭
શુનું શેહેર એવું દેખાય, જાણે કોઇ આવેને હમણાં ખાય;
થર થર કાંપે મારૂ શરીર, પણુ મે મનમાં ધણી રાખ્યા ધીર, ૮
પછી મનમાં કરયો વીચાર હું એકલો શુ કરૂ આહાર
પણુ મારી પાશેછે વીધા ઘણી, વીશ્વકરમાના પ્રાકરમ તણી ૯
તે વીચાર મનમા કરયો સહી પછી મેએ શુ કીધું અહીં,
પછી કાષ્ટ તણા પુતળા કરયા માંહે દોરી સંચારા ભરયા;
કુતરા બઆડાં ઉંદર સહી; તે પણ કાષ્ટ ઘડેલા અહીં,
કાગડાં કાબર ચકલી સાર: તે પણ કાષ્ટના ઘડયા આ ઠાર. ૧૧
માખ્ખી કીડી સરપ મંજાર, તે પણ કાષ્ટના ઘડનાર;
હંસ મોર ચકોરછે સહી, જડછે તેમાં કાંઇ ચેતન નહીં. ૧૨
અશ્વ ગજ રથ બળદીઆ જોડ, તેમાં નહી ખાપણુકે ખોડ
આ સભા માહરી બેઠી સહી કાષ્ટ પુતળા ઘડેલા અહીં ૧૩
ગુણુકા નરત કરેછે નાચ તે પણ કાષ્ટ તણીછે સાચ;
અરધાંગે મુજ રાણી સહી રસોઇ કરી જમાડયા અહીં, ૧૪

તે પણ કાષ્ટ પુતળી સાર તે પણ સાચી નહીં લગાર.
સાચાગાં બેઠા છઈએ અમો, એટલે બે જણ આવ્યા તમો ૧૫
મુને એકલું નવ ગમે આ ઠાર; માટે અમોએ કરયુ એકામ;
આ સઘળા કામ ફરમાવ્યુ કરે ગામ મધે ફરીને હરે ૧૬
પણ મુખે બોલે નહીંવાણુ. જીવ નથી પણ જડછે જાણુ;
મન રમાડો કરીને રહુ શું મ્હ દુખ કોની આગળ કહુ ૧૭
આજ આમારો આત્મા ઠરયો, સફલ જનમ અમારો થયો;
તમો બે જણને દીઠા જાહરે ઘણાં ખુશી થયા તાહરે ૧૮
આજ ચારે વરસે બાગી ભુખ જાહરે દીઠુ તમારૂ મુખ;
તમ ઉપર ઉપજે બહુ વહાલ, આજ મુખે બોલાતો લાગ ૧૯
ખાઓ પીઓને સુખે રહો, કામ કાજ હોયતો મુજને કહો;
હવે જવાનુંનો કરશો તમો. માહાદુખ પામીશુ અમો ૨૦
તમો બેસો રાજ આસન, અમો ચાકરી કરીશું રાજન;
આ સરવે તમારો માલ, અમો તો છીએ રખવાળ. ૨૧
પણ એક દુખ મહારા મનમાં ઘણું, વિજોગ ભોગવું બાંધવ તણું;
આગળ ચાલી ગઓછે એહ, ફરી મુને મળયો નહી તેહ. ૨૨

દોહરા

આ નગરમાં હું એકલો. નથી બીજુ હયાં કોય;
તમો બેજણ આવી મળ્યા, હવે માંહાં સુખ મુજને હોય ૧
રાજકુંવર વળતુ વદે- અગથી કેમ રહેવાય;
કસતુરાવતી જેવી સહી. તે વીના દેહ ન ધરાય; ૨
મને ખાવું પીવું ગમે નહીં, ન ગમે કરવી વાત;
જો કસતુરાવતી મળે નહીં. તો દેહની કરવી ઘાત. ૩
પણ ધન્ય ધન્ય તારી બુદ્ધીને ધન્ય ધન્ય તારો અવતાર
કાષ્ટ પુતળા ઘડયા સહી, કરતુત કીધું ભીરતાર. ૪
આ પરાકરમ થોડું કરયુ કેહેતા ન આવેપાર;

ત્યાં નવી સરષ્ટી કીધી શકી, ધન્ય ધન્ય તુજ અવતાર. ૫
હાલે ચાલે કામજ કરે પેહેરે ઓઢે શણ્ગ શાંથ;
ખાય નહીં બોલે નહી, એતો તારી પરખુને હાથ. ૬
તારી વિધામાં બાકી નહીં. એમ જોઇ થયા પેરમંન;
રૂ ધીરજ રાખી ને રહ્યો, તારી બુધી ધન્ય ધન્ય. ૭

છપ્પા.

મરતુ લોકના જન ધન્ય ધન્ય તાહારી બુધી.
મરતુલોકના જન સધળે તાહારી શુધી.
મરતુ લોકના જન. પરાક્રમ બ્રહ્માના જેવું
તું ઘડે ઘાટ અપાર. જયા જોઇએ ત્યાં તેવું.
તુજ ચતુરાઇમાં ખામી નહીં એ હાલે ચાલે બાણું અહો.
ધન્ય ધન્ય તારો અવતાર એક નઇતન્ય તેમાં છે નહી ૧
કાળા માથાના જન બાધને વસજ કરતાં;
કાળામાથાના જન સમુદરમાં તે તરતા.
કાળા માથાના જન જલમાં દીવા બાળે.
કાળા માથાના જન સવરગમા પાતાળે
કાળા માથાના જન જે પર કાયા પર જઇ ઠરે
કારણ મોહનને વશી કરણ, તેતો બળાતી નીતય કરે ૨

ચોપાઈ

રાજા કહે સાંભળ શુતાર, તારૂં પ્રાક્રમ અપરંપાર.
માટે હવે આગ્યા દીજીએ અમ અમારો પંથ લીજીએ ૧
કસતુરા વતી જો ગળશે નાર તો આવીશુ પાછા આહાર.
નહીં જડે આગને એજાણુ તો હમે હવે કાહાડીશુ પ્રાણ ૨
એમ કહીને છાના રહ્યા તારે બોલ દેવધરે કહ્યા.
ચીંતા શાને કરોછો. તમો એની ભાળ કહાડીશુ અમો ૩
કપુરાસેહેર નગરી કહેવાય તે ચારશો જોજન અહીંથી થાય.

પણ વચ્ચે દરીઆઓ મોટો સહી દોથી જઈ શકાએ નહી ૪
તે નગરીછે દરીઆ પાર તમે કેમ જઈ શકો તે ઠાર
તમે થોડો રહેવાદો આ ઠામ, માટે એક કરોની કામ ૫
જે વિમાન આમ પાશેછે શાર, આંરશે જોજનનું જનાર
એના ઉપર સ્વ.રજ થાઓ સુખે દરીઆની પારજ જાઓ ૬
ત્યારે હરખ્યા તે રાજન ઓરત પુરી પડી અમારે મન,
તમ પરતાપે મળશે નાર, પાછા આવશું આણે ઠાર- ૭
આશ મુકયા તેણે હમ બે જણ જઈ બેઠા વીમાન;
દોરી સંચા જોના સાર, ઉડયુ વીમાનતે દરીઆ પાર ૮
ચારશેં જોજન આવ્યુ જેટલે, વિમાન હેઠુ ઉતરયુ તેટલે,
ત્યાં વસ્તી દીઠીછે ઘણી, શોભા રૂડી નગરજ તણી. ૯
કનક કોટ ચળકારા કરે હીરા રત્ન જડયા કાંગરે.
દરવાજા શહેર છે સાર. ભાનું મય શોભે ઝળકાર, ૧૦
દ વાન દીવાન ઉભા બારણે, તે ચોકી તણે કારણે;
તેણે પુછયુ જઈને ઠામ આ નગરનું શું છે નામ? ૧૧
ચોકીદાર બોલ્યો કરી પ્રણામ કપુરસાબાવતી નગરનું નામ
કપુરશેન આછે રાજન; દરદ કોઇને નહીં મન ૧૨
એવું સાંભળી બને જણ રહયા પછે નગર મધે તે ગયા.
બને જણે વીચારી પેર ઉતરયા જઈ માલણને ઘેર ૧૪

દોહરા

બે માલણ ઘેર રહયા સહી; બે જણ બાવનવીર;
નગર ચરચા જુવે સહી. મનમાં રાખી ધીર. ૧
દીવસ આઠ સેહેજે ગયા, માલણને પુછી પેર;
સુખ દુખ કેવું શેહેરમાં, રાખે મહેરકે કેર ૨
શુ નામછે રાજા તણું પ્રધાન કેવો કહેવાય;

શી પેર પ્રજા પાંળે સહી, કેવા સુકાવે ન્યાય.; ૩
માલણ કહે તમે સાંભળો હમારા દેશની વાત;
સુખ સ્વરગના જેટલુ, ખોટી નવ કહુ જનત. ૪
એ કપુરસેન રાજા સહી, શ્રી લોચન પ્રધાન;
પુર પ્રજા પાળે સહી દેઈને ઝાઝાં માન. ૫
ચોર લંપટ ચાડી નહી. અદેખાઇ નહીં દેહ;
પરમારથ ઊપર પ્રીતી ઘણી. સહુને મન સ્નેહ, ૬
વળી એક પુત્રી પરીવારમાં શુંદર ચતુર સુજાણ;
આ જીભે વખાણ શુ કરૂ જેનું પેટજ પોઈઅણપાન. ૭
તે સમોવડ નહિ કો શુંદરી અવની તલમોઝાર;
તે બ્રહ્માએ નીરખી નથી. સહસ્તે કીરતાર. ૮
મુખ જોતાં દુખ રહે નહી, ચંચળ ચીત નવ રહે ઠાંમ;
જેના નેત્રબાણ ચેઢીરહે જેનું કસતુરાવતીછે નામ; ૯
ભરજોબન વરસ તેરની, સ્વહસ્તે ઘડી કીરતાર;
અથ ઇતી તમને કહયુ આ નગરીનો સાર, ૧૦

ચોપાઇ

એવી વાત કહી જાહરે રાજકુંવર બોલ્યો તાહરે,
પરણીકે કુંવારી સહી, તેનું કારણ કહોને અહીં. ૧
ત્યારે માલણ બોલીવાણ, હજીકુંવારી છે તે જાણ,
એ કંન્યાને મોટી ખોડ એવી ક્યાંથી મલશે જોડ. ૨
એના પીતાએ પરણાવવા કરી ત્યારે એણે ના કહ્યુ ફરી
કહ્યુ મારે મન છે અદકુ ગ્નાન મુજને છે પુરવનું ભાન ૩
પુરવ જનમનો કંથ મળશે જાહરે અમો તેને પરણીશુ તાહરે;
જો પરાણે પરણાવશો રાજન, તો તતક્ષણ છાંડુ મારૂ તંન ૪
તે માટે કુંવારી એહ; સહુને પરણવાની ના કહે.
માગાં આવેછે અપરંમપાંર, સહુંને રાજા કરેછે નાકાર, ૫

એવી વાત કહી જાહરે રાજકુંવર બોલ્યો તાહરે;
એનો કોઈ જાણેછે પાર, કે પુરવે કોણ હતીએ નાર. ૬
ત્યારે માલણ બોલીવાણ સાંભળ રાજા ચતુર સુજાણ.
કસ્તુરાવતી નામની વાત તે જાણું એક મારી જાત. ૭
તેને માહારે અદકો સ્નેહ જીવ એકને જુજવી દેહ.
સુંદર મહેલ દાશીનો શાર, દહાડે શહસ્ત્ર દાશી રખવાળ, ૮
મારે રોજ જવું પડેછે તહીં, ફુલની ચોળી ગુંથીને લેઇ
એક દીવસ એો યગો બનાવ. વાત કરવાને આવ્યો દાવ. ૯
ફુલ આપવા ગઇ જાહરે મુને હુકમ કરગો તાહરે.
મુને કહે કાંઈ વાતજ કરો, ફુલ મારા માથામાં ભરો.
શગ્ની દાશી પાશે હતી નહી, ત્યારે મેં એવી વાણી કહી;
તમારી જુવાની વહીને જાય, કેમ પરણ્યાની કહોછો નાય ૧૧
ત્યારે તેણે મને કહ્યું એમ તુ પરણ્યાનું નામદેછે કેમ.
પુર્વજન્મનો સ્વામી મળશે જાહરે હમા પરનીશુ તાહરે, ૧૨
મે કહ્યું બેન તમે સાચુ કહો પુરવે તે તમ કયાં રહો.
તમને એવુ કયાંથી જ્ઞાન, તે વાત કહો નિધાન. ૧૩
ત્યારે કસતુરાવતી બોલી વચન આજ તારૂ મનાવું મન
હું કોઇ આગળ ન કહુ વાત, તે આજ બોલુ તારી સાથ ૧૪
રખે કોઈને કહેતી જઇ, તે વાત માંડીને કહી;
માન સરોવર જયાં છે રહી, હંસણી અવતાર હુંતો તહી ૧૫
હંસ હતો મારો ભરથાર, માંહો માંહે પ્રીત અપાર.
જલમીલને જેમ પ્રીતજ જડી. જુદા રહે નહીં એકે ઘડી ૧૬
એમ કરતાં મને થયો એક તંન, હરખ્યા નર નારીના મન;
એમ કરતાં પુત્ર મોટો થયો; આમારો હરખ નવ જાય્એ કહયો,
હું લાડ લડાવુ અપરંમપાર તન મન જાણું સરવે કુમાર.
શીવ દેવળ હતુ જયાં. અમે નર નારી રહેતાં ત્યાંય. ૧૮

આવ્યો નાશ ગશમાં સહી, ક્ષણી કેરો પારજ નહીં;
જગા પુણ્ય ભરાણુ ત્યાંય, તેમાં મારા જેવા દુખીઆ થાય ૧૯

દોહરા

પુત્ર મુજ પડયો સહી હંશ ગયો તો બાહાર.
પુત્ર પડયો તે જળ વીષે ગયો ત્યાં તો નીરધાર. ૧
પુત્ર જતો દીઠો જાહરે, મેં માંડયુ કલપાંતઃ
તે ફરી પુત્ર દીઠો નહી, આવી ગયો ત્યાં અંત. ૨
મેં રૂદન કીધું ત્યારે ફરી પુત્ર પુત્ર કરી પોકાર,
એટલે હંશ તહાં આવીઓ, કેમ રૂદન કરેતુ આજ ૩
મે વરતાંત માંડી કહ્યું, જો ગયો લાડકવાયો તન.
એવું શુણી હંસ કળકળ્યો જે ગયો લાડકવાયો તંન. ૪
હાય હાય કરે ઘણું, કુટે માથુ તે વાર;
પછે ધીરજ રાખીને રહયો મને ધીરજ નહિ લગાર ૫
હું લટ તોડુ માંથાતણી કુટુ હર્ષ કુને શીશ,
ત્યારે હંશે મને બહુ પ્રીછાઓ, કરી મારા ઉપર રીસ ૬
હવે દુખ ધરે કેમ ગોરડી, એ મુવો જીવે નહિ કોય
દઇવ ગત છે અટપટી હોનાર હોયતે હોય. ૭
માટે છાની રહે તુ કામની. રૂદન કરે શું થાય.
જે જાયું તે સરવે જશે વેહેલુ મોડુ નીરધાર. ૮
વળી તુને હુ જીવતા સહી પુત્ર થાશે ઉતપંન,
માટે છાની રહે તુ કામની શાને કરે રૂદંન ૯
પછે રડતી રહી હું તે સમે પણ મનમાં ધરયો વઇ રાગ.
શંસાર શુખ છોડયું સહી. જાણે લાગી આગ. ૧૦
એમ થોડા દીવસ ગયા જાહરે ત્યારે હંસ બોલ્યો વચન;
સાંભળ નારી સલક્ષણી, આજ મુજને એવુ મન. ૧૧
સંભોગ કરીએ આપણે તુ નારી ચતુર સુજાણ.
જો પરમેસ્વર કીરપા કરેતો પ્રગટ થાય સંતાન. ૧૨

ત્યારે કળ કળી ઘણું કામની, હંસને કરયો ધીકાર;
પુત્ર શોક તું નવ ધરે. કઠણ પુરૂષ અવતાર. ૧૩
ધીકાર ધીકાર હંસ તુજને. તું એ શી બોલ્યો વાણ;
મહારે સંગ કરવો નહીં નથી જોઇતુ સંતાન. ૧૪

ચોપાઇ.

કરોધ ચડો મુજને અપાર; હંસ મે તુને કીધો તીરસ્કાર;
મારે સંસારશું સબંધ નહીં, તારે ભોગની ઇછા થઇ. ૧
કેમ સાંભરે નહી તુજને તન, એવુ કઠણ થયુ કેમ મન;
પુરૂપ જાત કઠણ નીરવાણ હવે તજુ હું મારા પ્રાણ; ૨
સાભળ હંસ તુ મારી વાત, હવે હું કરૂ દેહની ઘાત
હું મરૂં જાઈ આપો આપ, તેનું હંશ તારે શીર પાપ ૩
દવ બળતોતો તેણીઠાર, ત્યાં ઝંપલાવુ અગની મોઝાર; .
એ વાત મારી કહી ખરી આ રાજકંન્યા થઈને અવતરી ૪
તે હંસ પાછો મળશે જાહરે, તેને અમો પુછશું તાહરે;
તેની મારી જો મળસે વાત; ત્યારે પરણશુ તેની સાથ ૫
એવી વાત મુજને ત્યાં કહી; શીખામણ મુજને દીધી તહીં
એ વાત રખે કો આગળ કરો સુખે તમારે મંદીર પરવરો ૬
એ છાની વાત તમ આગળ કહી. રખે તમે કોઈને કહેતા શહી
તે માટે હજી કુંવારી કન્યાય, તે પરણ્યાની કહેછે નાય, ૭
કંઇ આવી ગયા રાજાના તન, તે જુદુ બોલતા વચન.
અમો પુરવની જાણુ વાત. પરણાવો આમારી સાથ ૮
વાત કરીને જુદા પડે તેનો થાટ તે રાજા ઘડે;
માનભંગ થઇ પાછા જાય, એમ કંઇક આવી ગયા રાજાય ૯
એમ કહીને છાનીરહી, ખરી નિસા રાજાની થઇ,
એમ કહી ઠેકાણુ થયા. રાજા વજીર બે રમવા ગયા. ૧૦
કહો વજીર હવે સાચી વાત એ નારી કેમ આવે હાથ;
તેનો કાંઈ કરીએ પરપંચ જેમ ન આવે કોની આંચ, ૧૧

ગુણસ્વભાવ ગુણનો ભંડાર, લક્ષણ પુરણ વીશને બાર.
રાજા પણછે ચતુર શુંજાણ, અંને પુરણ છે ગુણવાન. ૧૨
બેઉએ વિચાર કીધો સહી, પ્રપંચ વીના કાંઈ મળશે નહીં
એક રાજાને બીજો વજીર, તે બેઉજણ થયા ફકીર. ૧૩
હંસા અંગ પોકારજ કરે તે ગામ ગલી બે જણ ફરે,
ભગવાં લુગડા અંગે ધરયા શેલી શીંગી માંહે ભરયાં. ૧૪
રાજા ઊંચી રાખે દ્રષ્ટ, ઘણું એક તે પામે કષ્ટ;
હાથ પસારી કરે પોકાર, હંસા હંસા કરે પોકાર ૧૫
તે વજીર સુત સાથે ફરે. રાજા તેતો કારજ કરે,
ગલી કુંચી સઘળે ફરે, હંસા હંસા વાણી ઓચરે; ૧૬

દોહરા.

ગલી કુંચી સઘળે ફરે, ચહુટાં શેરી બજાર;
મહેલ મહેલ ઉભોરહે તે મુખે કરે પોકાર. ૧
લોક તેને જોવા મળે નાનું મોટું સરવ.
રૂપ જોઇ ફકીર તણું સરવે મુકે ગરવ, ૨
કેસ છુટા મુકયા સહી, વિભુતી લગાડી સરવ અંગ.
ભગવા કછોટા વાળીઆ, તેથી શોભે શુંદર અંગ. ૩
નેતરે જળ ભરી કરી કહે એમ વારંવાર,
ઓ હંશા એમ કહે શહી બીજો નહીં વિચાર. ૪
લોક કહે ફકીરને જે જોઈએતે સો
માગો મા શામુ જોઇ કારણ એનનું કહો. ૫
ત્યારે હંશા એમ કહે, બીજુ નવ કહે કાંય
કોઇ બોલાવે ત્યારે એમ કહે. પણ ઓડે નહીં કાઇ હાથ ૬
એમ રોજ દીન કરતા સહી સાંજે આવ માલણને ત્યાંય;
એમ ઘણા એક દીન વહી ગયા ત્યારે જાણતી માલણ થાય
એમ ફરતા ફરતા પરવરયા જયાંછે રાજદવાર
ઓ હંશા એમ કહે શહી તેને લોક જુવે અપાર. ૮

એમ ફરતા ફરતા આવીઆ જ્યાંછે પુતીનો મેહેલ
મેહેલ તળે ઉભા રહી, નાજે એમજ ટેલ. ૯
હંશા એમજ કહ્યુ નેન ભરીને નીર;
તે ઊચી દ્રષ્ટે કરી એમ કહેતો ફકીર. ૧૦
તે કુંવરી બેઠીછે બારીએ. ચકનાખી તે વાર
દીઠો પેલા ફકીરને કહેવા લાગી નાર ૧૧
સખી બોલાવી તે સમે કહેવા લાગી વચંન.
આ ફકીર બે કોઇ કારણા. શુ કહેતા હસે મન. ૧૨
પુછો જઇ ફકીરને શુંછે તમ કારણ;
આપણુ જે જોઈએ તે આપીએ મનાવીતેનું મન ૧૩
ત્યારે દાશી આવી બારણે. બોલી મુખથી વાત.
તે ફકીરને બોલાવીઆ પુછે જોડી બે હાથ. ૧૪
તમારે જે જોઇએ તે કહે સું છે તમારે કષ્ટ.
સાચુ કહો સલક્ષણા એમ દાશી બોલી સ્પષ્ટ ૧૫
રાજ કુંવર તવ બોલીઆ બો હંશારે વચન
બીજુ કાંઇ બોલે નહીં દાશી વીશમે પામી મંન ૧૬
નારી આવી ગાળીએ કહે કુંવરીને પેર;
એ બીજુ વચન બોલે નહીં. બો હંશા એમ કહે. ૧૭
પાછો ઉતર આપે નહી તો શું શમજીએ મરમ
જોઈતુ કાંઈ માંગતો નથી. એ ધારી બેઠો ધરમ; ૧૮

ચોપાઇ

ત્યારે રાજકુંવરી બોલી વાણ. સાંભળ દાશી ચતુંર સુજાણ.
તે ફકીરને બોલાવો તમા ભેદ તેનો પુછીશું અમા. ૧
દાશી હશીમશી હેઠી ગઇ જઈ ફકીરને વાણી કહી;
તમને તેડે રાજ કન્યાય, કૃપા કરીને આવો ત્યાંક. ૨
તે ફકીર એવું સાંભળી. મન તણી પોતીછે ફળી
ફકીર ત્યાંથી ઘરમા ગયા તે દાશીની સાથે થયા. ૩

બેસાડયા કનક આશન દીઠા બેહુ તે રૂપ રતન
મનમાં પોતે શમજી નાર. આં દેશો પછે કરે વીચાર ૪
ન હોય એ ફકીર સ્વરૂપ નીશચે કોઇ પ્રથવીનો ભુપ
ચક નાખીને બેઠી નાર. દાશી સાથે પુછાવ્યો વિચાર ૬
કહો ફકીર સુ માગો તમો જે જોઇએ આપીએ અમો
ખાન પાનને ધનને ધાન જે જોઈએ તે કહો સાચી વાણ
ત્યારે હંશા કરી કરયો પોકાર બીજો નથી વીચાર;
નારી મનમાં અચરત થઇ, એ પુરણ દુખ ભરેલો સહી. ૭
સાથે બીજો ફકીરછે જેહ, જોયા કરેછે દ્રસ્ટે તેહ.
તેને નથી બીજો વિકાર તેને જઇને પુછે નાર, ૮
કહો આસુ ખાલેછે વચન, તેનું શું છે કહો કારણ;
શું સુખે એ કહેછે તેહ, અમો શમજતાં નથી કાંઇ એહ ૯
આમ એવું પુછયુ જાહરે. ઓ હંશા એમ કહે તાહરે-
શું જોઈએ છે એને શહી. કહયા વીના કોઇ જાણે નહી, ૧૦
અમેનો શમજીએ નહીં નામ માટે કહો શાચુ આ ઠામ,
ત્યારે વજીર બોલ્યો બોલ, તેનુંતો ભારે છે તોલ,
એની પુરવ જનમની સ્રી છે જેહ હંશાકશી સંભળાવે તેહ;
ત્યારે દાસી કહે કાંઇ એ મરમ અથ ઇતી સંભળાવો કરણ ૧૨
દોહરા= ત્યારે વજીર એમ બોલીઓ સાંભળ નારી વચન;
કોસંબા નગરી સહી ત્યાંનો ચીત્રશેન રાજન. ૧
તેના તન એ છે સહી. તેનું બરાસ રાયછે નામ
અમો વજીરના પણ કુંવર સહી. ગુણસ્વભાવ એભીરામ
સ્નેહ મારે નાનપણ થકી એક એકના એકકાં મન
ખાવુ પીવુ અકકુ કરવુ એકઠા સેન. ૩
ગુણી પુરૂષ એ છે સહી. એમાં છે બતરીશ લક્ષણ;
કહોતો વીવા કીજીએ એના બાપે કહયુ વચન. ૪
માગાં આવેછે શહુ દેશના જયાં મન માને ત્યાં સાર ૫

પ્રોઢો કુંવર જોઇ કરી, પરણાવું કન્યાય. ૫
તારે રાજકુંવરે એમ કહ્યું, મુજને છે અદકુ ગ્નાન;
પુરવ જનમની મળશે સહી, તો દઇશું કન્યાદાન. ૬
ત્યાર વીના પરણું નહીં; મારે એની બાધા જાણ;
હવ નામ લેઓ પરણ્યા તણું, તો તતક્ષણતજશું પ્રાણ. ૭
એમ કહી બેઉ નીસરયાં ધરી મન વઇરાગ;
ફકીર થઇ વનમાં ભમ્યા સંસાર કીધો ત્યાગ, ૮
દેશ દેશને ગામ ગામ, જોયા ખડ વડ ઘાટ;
તે ધ્યાંન એને લાગ્યું સહી, ને લાગ્યું એને હાડ. ૯
એની નારી મળશે જહરે, તે શું કરશે વાત;
નહીતર એ બોલશે નહિ, દેહની કરશે ઘાત, ૧૦

ચોપાઇ

ત્યારે રાજપુત્રી બોલી વચન, કહો એના પુરવજનમનું કારણ
ત્યારે વજીર બોલે છે વચન. કેમ સંદેહ ભાગુ એ મન. ૧
ત્યાં નારી કોણ હતી ખરે: કોણ પુરવ જનમાંતરે.
તમો રાજકુંવરીહો સહી, માટે તમ આગળ કહેવાએ નહી ૨
તમ આગળ સાચુ કહીએ જારે, કદાશને તમો એમ કહો તારે
નિશ્ચેહુ પુરવ જનમની નાર. નિશ્ચે મારો એ ભરથાર. ૩
તારે એનું ભાગે વરત, તે વેળાએ પામે મરત;
માટે તમ આગળ કેમ કહેવાય, એમ કહીને રહ્યા છાનાય ૪
ત્યારે રાજકુંવરીએ ખાધા સમ, જુઠું અમે કેમ બોલુ વચન.
ત્યારે વજીર કહે શું શમજો તમો, એવા પારખા દીઠાં અમો ૫
એમ કહી રાણી પરણવા કાજ. જુઠુ બોલતા નવ આણે લાજ
માટે તમને કહુંછું અમો. એ વાતની રીસમા કરસો તમો ૬
ત્યારે નારી બોલી ફરી. મુને વાત કહો વીસતારી કરી;
એમાં રીસ મુજને ના ચડે, સાચુ કેહેતાં કોણજ વડે, ૭
તારે વજી બોલ્યો વચન, કહુ પુરવ જનમનું કારણ;

માન સરોવર પાસે વન સાર. ત્યાં હતો હંસનો અવતાર, ૮
એની નારી હંસણી સહી, જીવ એકતે જુદાં નહિ
ઘણી પ્રીત તેહને અપરંમપાર, એટલે એક થયો કુમાર. ૯
લાડકવાયા ઘણો તે બાળ, બાપને ઉપજેછે બહુ વાહાલ;
એક દીવસ શું થયુ વીઘન, જળ મધે પડયો તે તન, ૧૦
ત્યાં વ્રષ્ટી થઇછે અપરંમપાર, વાચું ત્યાં ઘણો થયો સાર
તળે પાણી છે અપારમપાર કુંવર તેમાં તણાયો જાય ૧૧
નારીએ ઘણું કરયુ રૂદન; દુખીઆ થયા બેઉ જણના મન,
પછે હંશે વારી નાર, મુવા પુત્રનો શો વિચાર. ૧૧
થોડા એક દીવસ ગયા જાહરે, એમ હંસ બોલ્યો તાહરે,
આવો નારી પાશે સહી. આપણે સંભોગ કરીએ અહીં ૧૩
આપણુ બંને જીવના છીએ નાર, તો વળી ઘણા થશે કુમાર
એવી વાત કહી જાહરે, હંસણીએ ક્રોધ કરયો તાહરે, ૧૪
ધીક ધીક પુરૂષનો અવતાર. હંશનો કીધો તીરસ્કાર;
મુવા પુત્રનો શોક ન ધરો કેમ, કેમ થયું સંભોગનું મન, ૧૫
હંશણીએ બિચારયુ ત્યાંય, પડી દવ બળતો તે માંહ;
હંશની વારી તે નવ રહી. અગનીમાં હંસણી બળી ગઇ ૧૬
ત્યારે હંશે કરયો વીચાર. ફરયો દવ પછવાડે ફેરા ચાર.
પેલે ભવ એ નારી થજો, મને જ્ઞાન આ ભવનું હજો,
એમ કહી પડો અગની માંહ. તરત બળી ગયોછે તાંહ,
તહાંથી થયો ચીત્રસેનનો તન. તે નારી ખોળે વનો વન ૧૮
એ નારી એની મળશે જાહરે, તેની સાથે બોલશે તાહરે
જે થઈછે તે કહી છે વાત; જુઠુ ના બોલુ નમ સાથ ૧૯

દોહરા

એ વાત નારીએ સાંભળી તતક્ષણ થઇ અચેત
શ્વાશો શ્વાશ કાંઈ છે નહી. નેત્ર થયા દો શ્વેત, ૧
હઇએ દીવો જામીઓ વહી પરેમ આંશુની ધાર

બે ઘડીએ મુરછા વળી, ત્યારે બોલી તે નાર:
ધન ધન ઇષ્ટદેવ તુજને ધન તું કીરતાર
નારી નીરખી અતી ઘણું ગળ્યો પુરવનો ભરથાર, ૩
ચક છોડી નાખ્યો તહીં જળ હળ નીકળ્યું તેજ
આભ માંહે જેમ વીજળી, તેવું દીઠું તારૂણીનું તેજ ૪

છપ્પો

જળાહળ ઝળકયું તેજ, એજ તારૂણી જોઈ.
ધરણ ઢળ્યો રાજન સુધ બુધ શરવે ખોઇ
તે વજીરે જોઇ નાર. ચમકીત ચીતમાં લાગ્યો
પડયો ધરણ મોજાર પડયો તેવો તે જાગ્યો,
રાજાને પણ આવી શુધ બુધ ઠેકાણે લાવી;
વજીરે ઉઠાડયો તરત સાન માંહે સમજાવી,
મોતી થાળ નારી ભરી વધાવીઓ રાજા તહીં:
પાએ લાગી પદમણી. પછે કરજોડી ઉભીરહી. ૧

ચોપાઈ.

મોતીએ વધાવી લીધો રાએ કરજોડીને લાગી પાએ;
આજ મારી ભાંગીછે ભ્રાત મળ્યું પુરવ જનમનું વરતાંત ૧
રોજ દીન વાટ જોઉંછું દુખ થકી દાહાડા ખોઉંછું
એ મારો પુર્વનો ભરથાર, નીસચે હંસ તણો અવતાર ૨
તમો એમ જાણો ભરથાર, જો જુઠું બોલતી હોસે નાર;
પણ જુઠું બોલુંતો ઇશ્વરની આણ, મુને પુરવજનમનું ગ્નાન ૩
માહારા બાપે મુને પરણાવવા કરી તારે અમ્મા ના કહી ફરીફરી
મારા પુરવ જનમનો મળશે સ્યાગ તેની સાથે મારેછે કામ ૪
તે શહુ જાણે નગરના લોક, મીથ્યા નથી હું બોલતી ફોક.
આ પુછો દાશી શાહેલી જન. હું મીથ્યા નથી બોલતી વચન ૫
એમ કહીને છાનીરહી કરજોડીને ઉભી થઈ;
પછી બોલ્યો રાજાનો તન; સાંભળ નારી મારૂં વચન ૬

તું જાણે તારા મનનો વિચાર, સાચુ બોલુંછું હું નાર
તે નારી માટે તજ્યો છે ભોગ રાજ તજીને લીધો જોગ ૭
માહારૂ મન પ્રસન્ન થયુ જ્યારે વચન તમે સાચુ કહ્યું;
હવે એનાવ તારામાતને તાત. વીસ્તારીને કહો તે વાત, ૮
ત્યારે નારી કહે સાંભળ રાજન, એક પુછુરે તમને વચન
આજ પુરી પડી અમ આશ; આ નગરમાં રહો કોણ વાસ ૯
હવે મન બહુ મળવા થાય ધીરજ રાખી હવે ન્હિ જાય;
તારે બરાસ બોલ્યો રાય અમ રહીએ માળી મંદીરમાંહ ૧૦
હવે અમને આજ્ઞા દીજીએ હવે પંથ અમારો લીજીએ
અમા માળી ઘેર રેહેશુ રાત તુ તારા બાપને કરજે વાત ૧૧

દોહરા = વાર કહીને તે ગયા, તે આવ્યા માલણને ઘેર;
તે પરેગદા હરખે અતીઘણી, પછી શું કીધી પેર. ૧
માત તેડાવી મહેલમાં કહીમાંડીને વાત
આ ફકીર બે નગરમા ફરે તેમા એક છે માહારો નાથ ૨
ઓ હંસા જે કરે શહી, ઊંચી રાખી દ્રષ્ટ
એમ કહી મુજને ગાવે શહી ઘણું એક પામ કષ્ટ, ૩
હશ સાથે હસણી હું હતી પુરવે માહારો એ ભરથાર
એ હંશ તણાં હતો સહી ધરયો બે જણે અવતાર ૪
હું અવતરી આ દેશમા તમો માતને તાત;
કસ્તુરાવતી નામ તમે ધરયું. હું બોલતી તે નાથ. ૫
એક કુશુંબા નામે નગર છે ત્યાનો ગીલશેન રાજન;
તેને પેટ જે હંશ આવીઓ થઇને તેનો તંત. ૬
બરાસ નામ છે તે તણું તેને પણ પુરવેનું જ્ઞાન
માત તાત પરણાવવા કરે તારે ના કહો સંતાન; ૭
મારી પુરવેની નારી મળશે જ્યારે તારે ના કહો તાત
હાલ નામ લેશો પરણ્યાતાનું તો કરશું દેહની ઘાત ૮
તારે માત તાત બોલ્યા નહિ ધરયુ પોતાને મન

એ વજીર સુત તેનો મીત્રછે, તે બંન્યો નીકળ્યા વન ૯
તે નગર દેશ જોતા સહી. ઓ હંશા કરે પોકાર;
ફકીર વેશે બંને જણા, બાળે બહુ સંસાર. ૧૦
ફરતો ફરતો આવીયો. આપણા નગર મોઝાર
તારે મેં તેડાવ્યો માળીએ, પુછયો શઉ સમાચાર ૧૧
તેણે અથ ઇતી સરવે કહ્યું. પુરવેનું વરતાત;
નીસ્ચે થયો મારા મન વિષે હવે ભાંગી મનની ભરાત ૧૨
માટે અમને પરણાવો માવડી, ઝાઝુ કહે શુ થાય.
તે ઉતરયો માળી મંદીરે જઈ ચેતાવો રાય ૧૩
વાત સાંભળી કુંવરી તણી, હઇડે હરખ નવમાય.
હવે પરણાવું દીકરી, એમ કહી મેહેલમાં જાય. ૧૪
જયારે રાજા ઉઠયો સભા થકી, આવ્યો મેહેલ માઝાર;
ત્યારે રાણી ઉઠી ચરણે નમી, વીનતી કીધી ત્યાંય. ૧૫
આજ મન માન્યુ કુંવરી તણું; ભાગી મનની ભ્રાંત
મને મેહેલમાં તેડાવી કરી, કહ્યું સરવે વરતાંત ૧૬
મારી પણ નીશા થઇ; એ જુઠી નહી વાત;
પેલા ફકીર બે શેહેરમાં ફરે. કહે હંશા પશારી હાથ ૧૭
એ કાસંબા નગરી તણો. ચીત્ર શેન રાજંન
તે શોધવા નીસરયો હંસા નારને, એ છે તેનો તંન. ૧૮

ચોપાઈ

રાજાનું તો હરખ્યુ મન, સાંભળી નારી તણું વચન;
કાલે પંડીતનેતેડી દઉમાન, સુભ દીવસ જોઇને દઉ કંન્યાદાન
પ્રધાન મોકલીશુ માળી અવાસ, તેડાવીશુ સભા મોઝાર,
પછે શુંભ મહુરત જોઇ કરી, પરણાવી આપીશુ દીકરી. ૨
એમ કહીને સુતા તે રાત. દીવસ ઉગ્યોને થયો પ્રભાત
સભામાં આવી બેઠો રાજન, એટલે ત્યાં આવ્યો પ્રધાન ૩

ગાન દઈ બેસાડયા કને; પાસે બેસાડી વાણી ભણે;
આજ પુત્રીનું માન્યુ છે મન પેલા ભવનો મળ્યો શ્વામીન ૪
માટે તમો શેના લેઇ સજ થાઓ, માળી તણે મંદીરે જાઓ;
પેલા ફકીર ગામમાં ફરતા જેહ, એબે જણ ત્યાં ઉતરયાછે તેહ
મેઘાડંમર પર બેસાડો સહી, વાજા વાજતે તેડી લાવો અહી
કહે પ્રધાન એ સાચી વાત, હું મનમાં થયો રળીઆત. ૬
લેઈ શેનાને તતપર થયો. તે માળી તણે અવાશે ગયો,
ત્યા જઇને કીધો પરણાગ, ચાલો તમને તેડે રાજન ૭
આ ફકીર વેશ મુકી દીજીએ રાજવાધો આપણુ લીજીયે.
સુંદર અંગે ધરો શણગાર, પધારોજી રાજ દવાર. ૮
તારે રાજા હરખ્યા મન મોઝાર. બે જણ મળી કરયો વિચાર
અસ્નાન કરી સુંદર થયા શરીર બેજણ જાણે બાવન વીર ૯
વસતર મોકલ્યા છે તેહ, આપ અંગે ધરયાછે જેહ.
મેઘાડંમરપર બેઠા રાય, જેમ તારા મધ્યે ચંદ્રમાય. ૧૦
વજીર અશ્વે થયો અસવાર, વાજીંત્ર વાગે અપરંમપાર;
તેનું સાંરંધર એવું નામ, રાજા તણો છે પરધાંન. ૧૧
નોબત નગારા ગડગડે, ઢોલ તાંસા તડતડે;
નાહાનું મોટું નગરમાં રહેછે જેહ, જોવા મલ્યુછે સરવે તેહ ૧૨
તે બેઠા ત્યાં ચમર કરે, નીશાન નેજા ફર ફરે,
કસતુરાવતી ભાગ્યજ ભળ્યુ, પેલા જનમનું ધન્યજ મલ્યુ. ૧૩
આ પેલા ભવતણો ભરથાર: ધન ધન એમનો અવતાર
જેવું કસતુરાવતીનું રૂપ તેવો સુંદર સ્વતી ભુપ. ૧૪
એમ નગર નારી કરે વખાણ. બંનો છે ચતુર સુજાણ;
એમ કરતાં આવ્યા રાજદુવાર, રાજા ઉઠયો તેનીવાર ૧૫
હાથ પકડયો ધરી હુલાશ બેસાડયો પોતીકે પાસ.
વજીર પાશે બેઠો જઈ અન્યો અન વાત પોતાજ કહી ૧૬

તમો આનેથી હરખ્યા અમો જીવતદાન દીધુ છે તમો;
અમ પુત્રીનું માન્યુછે મન, અમો જાણુંછું તનમન ધંન ૧૭
તમો મોટા રાજાના કુમાર, અમારા ભાગ્ય તણો નહીં પાર
હવે સુભ લગન જોઇ કરી, પરણાવી આપુ દીકરી; ૧૮
ઘણું સંતોકી દીધાં માન, આપ્યાં બીડાં ફોફલ પાન;
પછે જોશી તેડાવ્યો રાજંન કરજોડીને પુછે વચંન. ૧૯
તમો રૂડો દીવસ શોધી કાહાડીએ અમ વીવા જગન માંડીએ,
આ બરાસ રાય ગીલશેનનો તન કસતુરાવતી રૂપે રતંન ૨૦
તે બેને પરણાવશુ અમો, રૂડો દીવસ ખોળી આપો તમો
ત્યારે જોશીએ નીરધારયુ લગ્ન; રાજા આગળ કહ્યુ વચન ૨૧
આજ થકી રૂડા માસજ ત્રણ, ત્યાર પછે રૂડો છે દંન
વઇશાખ શુદ તતીઆને સોમવાર. રૂડો દીવસ છે નીરધાર ૨૨
તે દીવશે લાવો લીજીએ કંન્યાદાન રાએ દીજીએ;
સાંભળતાંમાં હરખ્યુ મન, જોશીને આપ્યુ બહુ ધન ૨૩

દોહરા

લગન નિસચે કરયુ રાયજી વળાવો દઇને માન;
ગોળ ધાણાં વેહેચાવીઆ, વેહેચ્યા ફોફલ પાન. ૧
નગ્ર મધે જણાવીયુ; વીહવા કેરી વાત.
કસતુરાવતીને પરણાવશે આ બરાસરાયની સાથ. ૨
હરખ્યા લોકતે મન વીખે, રૂડુ કીધું કામ;
કસતુરાવતી માહા ચતુરછે તેવો છે એ રાજંન, ૩
પછે માન દઇને વળાવીઆ, બ્રાહ્મણ તણે અવાસ;
વાજતે ગાજતે આવીઆ પોતી મનની આશ. ૪
ત્યારે રાજા હરખ્યો મન વીખે, કહયાં પ્રધાને વચંન
હવે લગન સામાન તતબર કરો, ખરચો અઢકુ ધંન ૫
રંગ મંડપ તત ખર ગે, ગીતરાવો ચોપાસ

મંડપ રચનાઅદકી કરી જેમ પોંહોચે મનની આશ. ૬
એમ દીવસ બહુ વહી ગયા. આવ્યો લગનનો દીવસ સાર
મંડપ રચાવ્યો મોકળો થઇ રહયો જે જેકાર
પીઠી ચોળાવી પ્રીતશુ માનુની મંગળ ગાય;
ઢોલ ઢમકારા વાજતે રાજા પરણવા જાય. ૮
સાબેલા ભલીભાતના બરાસ રાય અસવે અસવાર
નાહાનું મોટું નગરનું જોવા આવ્યા નરનાર ૯
કોઇ મેહેલ કોઈ માળીએ કોઈ જરૂખે જાય;
કોઇ ઓટલે કોઇ બારીએ, કોઈ ઘરમાં કોઇ બાહાર ૧૦
સુખ જોઇ હરખે શહિ, બંનો સરખી જોડ
ગુણ લક્ષણ પુરણ સહી. કશીવાતમાં નહી ખોડ. ૧૧
મંડપે વર આવીઓ સાસુજી પોંખે આંક
કુમ કુમ તીલક ભાલે કરુ પોંખી તાણ્યું નાક. ૧૩
માહેરામાં પધરાવીઆ, વીપ્ર ભણે સાવધાન;
કપુરશેન રાજા શહી, આપે રસતુરાવતીનું દાન ૧૪
હરખ ઘણો આપે ધરે, નરનારી રળીઆત
પરણી ઉઠયા બંને પ્રીતશુ, વધાવા સરવે સાથ. ૧૫
ગોતરજની પુંજા કરી, વીપ્રને લાગ્યાં પાય
દાન દીધાં બહુ અતીઘણાં માનુંની મંગળ ગાય. ૧૬
ખાનપાન અદકા કરયા, ભોજન કરાવ્યુ ગામ.
વાજતે ગાજતે લાવીઆ વહુ વરને તે ઠામ. ૧૭
એક મેહેલ આપ્યો રાંયજી. પુતરીને રહેવા કાજ.
શેવક શેવાને આપ્યા ઘણા તેમા રહયા પોતે રાય. ૧૮
ત્યાં ખાનપાન કરે ખાંતથી, કરે મન ગમતો ભોગ,
બંનો તે સુખ ભોગવે. રૂડો કરે સંજોગ. ૧૯
રાજ સભામાં આવે સહી, ત્યારે રાજાદે બહુ માન;
આદરમાન સરવેકો કરે, રાજા રઇઅત પ્રધાન ૨૦

## ચોપાઈ.

એમ રોજ સભામાં આવેને જાય. રાજાને મન હરખ ન માય;
એમ કરતાં વરસ થયાંછે તરણ, ત્યારે રાજા એ વીચાર્યુ મન. ૧
એક દીવસ બેઠાં નરનાર. હાસ્ય વીનોદ કરે અપાર;
ત્યારે રાજાને સાંભરયાં મા બાપ ઘણું દુખ પામ્યો તે આપ. ૨
નેતરે વહી આંશુંની ધાર, નીસાસા મુકે અપરંમ પાર;
તારે નારી બોલી વચંન સુ દુખ પડયુ સ્વામીન. ૩
આવડુ દુખ થયુ શા માટ, શો મનમાં થયો ઉચાટ;
તારે રાજા કહે શાભળરે નાર મારા દુખનો નહી આવે પાર. ૪
માબાપ અમારા દૂર રહયા કંઇ સુંદરી અરથે આવ્યા અહી;
તે માહારા વીજોગે જસે પ્રાંણ, વાત કરતાંમાં થાશે હાણ. ૫
માહારી પરભાવતી માત, તે અમ વગર જીવે નહીં જાત;
તે મુને સાંભરાં માને બાપ, તેથી દુખ ધરૂંછું આપ. ૬

## દોહરો.

નારી કહે દુખ કાં ધરો, કહુ મારા બાપને વાત;
ચેતાવું મારી માતને, હું આવું તમારી સાથ. ૧
કસ્તુરાવતી ત્યાંથી પરવરી, જ્યાં પોતાનો તાત;
વાત કીધી જવા તણી, જ્યાં પોતાકી માત, ૨
તારે માત તાત હરખ્યાં ઘણું, પુત્રી તતપર થાઓ;
સાતશે જોજનનું વીમાન છે, તેમાં બેશીને જાઓ. ૩
પ્રાણધર આપણા ઘર વીખે, રાખ્યો કરી જતન;
તેના પાસે વીમાન છે, તે જાય સાતશેં જોજન. ૪
પુત્રી પધારો સાસરે, એમ કહીને માતા રોય;
બોળે બેસાગી ચુબંન કરે, ફરી ફરી સામુ જોય. ૫
નમણા જમણી તુ થજે, રાખજે કુળ વહેવાર;
ગરમ થતી નહી દીકરી, નરમ થઈ રાખજે ભાર. ૬
દીકરી તે ધન પારકુ, વસાવે પારકુ ધામ;

અમો પાણી પોશી માટી કરી તે ખરાસરાયને કામ ૭
પછે જવાની સજાઇ કરી, રાજા બોલ્યો તે વાર;
પ્રાણધરને બોલાવીઓ, કહ્યું તમ થાઓ તઈયાર. ૮
વીમાન તમારૂ સજ કરો, પુતો જમાઇને કાજ;
એના માબાપને શોંપો જઇ જયાં ચીલશેન માહારાજ ૯
ત્યાં પ્રણામ કહેજો માહરા, જયાં રામશેન ભુપાળ;
અમ ભાગ્ય શું વખાણીએ, કુંવરી પરણી તમ બાળ. ૧૦

ચોપાઇ.

કસતુરાવતી બોલી વચંન, સાંભળીએ માહારા સ્વામીન,
એક પ્રાણધર નામ સુતાર, હમારા બાપે કરયો વીચાર. ૧
તેની પાસે છે વીમાન શું કરૂં તેનું વખાણ;
તે ઉડી જાય સાંતશે જોજન, તે ગુણ જોઇ હરખ્યો રાજન. ૨
ત્યારે રાજા સમજયો મન, પોતીકા વજીરને કહયા વચન.
આ પ્રાણધરની કહેછે વાત, રખે હોય દેવધરનો ભરાત. ૩
એક વીમાન છે આપણી પાસ, ચારશેં જોજનનું અવાસ
પછે પ્રાણધરને બોલાવ્યો પાસ વાત-પોતાની કરી પ્રકાશ. ૪
સાતશે જોજનનું વીમાન છે એહ, તમ કયાંથી લાવ્યા તેહ;
તારે તેણે કહ્યું સઉ વરતાંત, ભાગી બેઉ જણની ભ્રાંત. ૫
પ્રાણધર કહે સાંભળ વાત એ વીમાન ઘડયું મ હાથ;
એક દેવધર નામે બીજો ભાઈ, તેની કહુ તે શી વડાઇ. ૭
ચારસેં જોજનનું છે જેહ, દેવધર પાશે છે વળી તેહ;
સાતશેં જોજનનું મારીપાસ, અમા આવીપા રાજાને અવાસ.
ભાઈ અમોરો દેવધરછે જેહ, તે વીના દુખીઆ છઇએ દેહ;
વિજોગ પડયો છે તેની સાથ, એવી પ્રાણધરે કીધી વાત; ૯

દોહરા

રાજા કહે પ્રાણધર સુણો, શીદ વેઠો છો આવડુ દુખ;
અમા મેળવું તમારા ભાઇને, શીવજી કરશે સુખ. ૧

અમને ભાઈ મલ્યો હતો તમ તણો, તે વાત કહુ પ્રકાશઃ
ચારશે જોજનનું વિમાન છે, તે છે અમારી પાસ. ૨
સાંભળતામાં હરખ્યો ઘણુ, ધનધનરે રાજાન;
આજ બાંધવનો મેળો થયો, પછે સાચુ કે સપન. ૩
તતપર થયો વળી તે સમે, રાજા કરે વિદાય;
રાજાએ ધન બહુ આપીચુ, વળી પુત્રી વળાવી ત્યાંય. ૪
શાતશેં વાળા પર બેઠા જઇ, નરનારી બે સાથ;
વિમાન બે તઇયાર કરયા તે કહુ વિસતારીને વાત. ૫
પ્રાણધરને વજીર સહી, તે ચારસેં ઉપર અશવાર;
આજ્ઞા માગી રાયની, જવા થયા તઇયાર. ૬
મા કહે દીકરી સાંભળો, કહાવજો કુશળ ખેમ;
જેમ જળ વિનાની માછલી, હું તુજ વિનાની તેમ ૭
એમ કલપાત કીધું ઘણું મુખે નવ બોલાય;
શીતા પણ એમ પ્રીછવે, ગળા ગળીત થઇજાય. ૮
વળાવીને પાછા વળયા, પ્રધાનને શઉ લોક.
રાજા સભામાં પાછા આવીઆ, પરહરયો પાછો શોક; ૯

ચોપાઇ.

હવે એ વાત એટલેથી રહી. પેલા વિમાન પર બેઠા જઈ;
સાતસેંવાળુ જે વિમાન, તે ઉપર બેઠા રાજાન. ૧
સાથે બેઠી કસતુરાવતી, એ બેની શોભાનો પારજ નથી;
ચારશે વાળુ છે જેહ, તે ઉપર પ્રાણધર બેઠોછે તેહ. ૨
સાથે બેઠો વજીરનો તન, એ રીતે ચાલ્યા ચારે જણ;
ભરદરીએ ચાલ્યુ જેટલે, શુ કઉતક થયુ તેટલે. ૩
સો જોજન જયારે તે ગયા ભર સમુદરે તેતો આવીઆ;
ત્યારે રાજાએ વિચારયુ ખરૂં, માહારૂ વિમાન તે આગળ કરૂ ૪
એમ વિચારી ખેંચી દોર, કીધું રાયે અદકુ જોર.
વિમાન સડસડાટ આલ્યુ જેટલે, પ્રાણધરે તે દીઠુ તેટલે. ૫

એ મહારાથી આગળ જાય, ગાહારા શીશગથી આગળ થાય
એને આગળ જવા કેમ દેઉ પલક એકમાં પકડી લેઉં. ૬
તે પણ કલા શી મરડી સહી, આવ્યુ તેની ખબરના રહી
બરાબર આવ્યા જેટલે, માહો માંહે અથડાયા તેટલે. ૭
રાજાનું વિમાન તે ભાંગી ગયુ, એટલામા શુ કઉતક થયું;
હાંહાં એમ કરયો પોકાર, વિમાન પડયું દરીઆ મોઝાર ૮
હાંહાં એમ કહગાં વચન, વિમાન ગયુંછે દશ જોજન;
રાજા રાણી બે જળમા ગયાં, પેલા બે જણ મારગ વહયાં. ૯
નારી જળમાં પડી જેટલે, એક મછે ગળી તેટલે:
તે મછ ભર જળમાં વહયો, હવે રાજાનો ઉપાય શો થયો. ૧૦
અથાગ જળમાં પડયો છે સહી, વિમાનતો પડયું છે તહીં,
ભાંગ્યુ પણ લાકડુ કહેવાય, તેને વળગી પડો તે રાય. ૧૧
જીવ્યાની આશા મનમા નથી, પણ ધીરજ રાખી સરવથી
કુંદેમા સમરયા શ્રી ભગવાન, તુહી તુહી એમ ધરેછે ધ્યાન ૧૨
તુ મને ઉગારે શ્યામ, સમુદ્રમા પથર તારયા રામ;
તુ જળને સ્થાનક સ્થળ કરે ને સ્થળને સ્થાનક જળ ધરે ૧૩
એમ સાત દીનને સાતે રાત. દુખ વેઠયુ રાજાની જાત;
આઠમા દીવસ થયો જેટલે, બેટ એક આવ્યો તેટલે. ૧૪
લાકડુ તણાઈને આવ્યુ તહાં, જહાં બેટ એક છે તહા;
બેટ ઉપર નહીં કો જન, એકલો જઇ ઉભો રાજંન. ૧૫
ચારે પાશે જળ દેખાય, ઉપરતો વાદળ જણાય;
હાં કસતુરાવતી ગાહારી ગઇ, ને માહારી આશીગત થઈ ૧૬
કયાં ગયો માહારો પ્રધાન. જે ગુણસ્વભાવ ગુણવાન;
હવે હું કયાં જઉને કયાં રહુ આ બેટ ઉપરતે શુ ખઉ. ૧૭
જુવાલનુ પાણી આવશે જેટલે, બેટ ઉપર ફરી વળશે તેટલે;
કોણ હવે મને રાખણ હાર, એમ ચીંતા કરે રાજકુમાર ૧૮

એમ બાપડો થઈને સધળે ફરે કસતુરાવતીનું ધ્યાનજ ધરે
માહારી રાણીને કયાં ગઇ એ રતન હાથે છાજયું નહી. ૧૯
હાય મેં જુડો કરયો વીચાર, પરપંચે પરણ્યો હું નાર;
મેં જાણ્યુ મારી થઈ નાર, હવે એ નારી કયાં જનાર ૨૦
મેં પેલા બવની વાતજ કહી, ત્યારે મુને પરણી સહી.
પેલા તપશીએ મણ્ણુ દીધું જોગ, કસતુરાવતીને પરણ્યો તેમ ૨૧
તે હું પરણ્યો પરપંચે કરી, ગઇ જોતાંમાં શુંદરી;
મે જાણ્યુ તપશીને લાગુ પાય, દેખાડે કસતુરાવતી કંન્યાય ૨૨
મારૂ ધારૂ તે કયાંહાં ગયું ઇશ્વરનું ધારૂ આગળ થયુ.
એમ કહીને કરે રૂદન, કાબુ સાંભળે તેનું વચંન. ૨૩

છપ્પા=કરમ વશ સંસાર, કરમ કીરતારજ ચાલે;
કરમ ડાહાપણુ ચાતુરી કરમથી મહીમા માહાલે;
કરમથી મળે સુભ નાર, રાજ પણુ કરમથી પામે·
કરમથી ગુણુ લક્ષણુ, દુખ સઉ કરમથી વામે.
કરમથી માન મળે ઘણું, કરમથી સઉ કરજોડી રહે
સુખ દુખ એ કરમ. સામળભટ સાચુ કહે. ૧
કરમથી પૃથ્વીપર રાજ કરમથી ભીખજ માગે;
કરમથી વાહન બેસનાર, કરમથી દોડે ઘોડાની આગે
કરમે ડાહયા જન કરમે સઊ ઘેલો કહેછે;
કરમે સઉનો પાલણુ કરમે સઉ આધીન રહેછે;
કરમ કરે તે કોઇ ન કરે, સુખદુખ હાણુ વરધ સહી;
કરમે કસતુરાવતી મળી સહી, કરમે કરી આવ્યા અહીં ૨

દોહરા.

એમ કલ્પાંત કુંવરજ કરે. પછે વિચારૂં મનશું જ્ઞાન;
નાગે મને કહયુ હતુ તેનું ધરીયુ ધ્યાન. ૧
ગુરૂદેવ તુ માહરો હું તારો છું બાળ;

કષ્ટ પડયુ મુને અતી ઘણું આવી કરો સંભાળ. ૨
તમે મુજને કહયું હતુ સંભાળો એ વાત;
કષ્ટ પડે મુંજને સંભાળજો. તે આવી કરો શાહાય ૩
એમ અસ્તુતી કીધી ઘણી. પરસન થયો તે નાગ.
એક દોરો ગતરી નાંખ્યો સહી, ફળીયું કુંવરનું ભાગ્ય ૪
આ દોરો કયાંથી આવીઓ, ઇહા નથી માનવની જાત;
દોરો લીધો તે કુંવરે, મનમાં વિચારી વાત; ૫
તે દોરો લીધો હાથમાં, બેઠા બેઠા કીધી રમત;
પગ અંગુઠે બાંધ્યો સહી, તે થઇ ગયો પોપટ. ૬
તેવો ઉડયો ગગનમાં, ચીત ધરી હુલાસ;
હવે માત થકીતો ઉગરયો, એમ કહી ચ.લ્યો આકાસ. ૭
હવે એ વાત રહી એટલે, કહુ નારીનો નેટ;
તે સમુદ્ર માંહે પડી, તે ગળીંઇ મછને પેટ. ૮
તે મછ ત્યાંથી ચ.લીઓ, જેગાવતી નગરીમાહ;
ત્યાં ઢીમરે જાળ નાંખી સહી. આવીને ફાંદા માંહુ. ૯
તે નગર પોતીકે લાવીઓ, તેનું વધ કરયુ છે તાંહ;
માંહેથી સ્ત્રી નીકળી, તે અવસ્થતી છે જાગૃ. ૧૦
શ્વાસો સ્વાસ કાંઈ છે નહીં, ઘડી બે ઘડીએ જશે પ્રાણ;
એવી અવસ્તા જોઇ, નારીની, ઢીમર લ.વ્યો રાજ ભોવન;
શેવક મોકલ્યો પોતા તણો, મોકલી ત્યાં સુખપાલ;
તેડાવી પોતાકને, જોયા તેના હાલ. ૧૨
રુમા ભારી શેક કરાવીઓ, ત્રણ દીવસ એમ સાર;
જીવ સાંતી પામ્યો સહી, ત્યારે કાંઇ ચેતના થઇ નાર. ૧૩
ઉઠવા બેસવા માંડીયુ, ત્યારે રાજા હરખ્યો મન,
એમ કરતાં પ્રભુ કીરપા કરેતો, સારી થાય સ્ત્રી જન ૧૪
ઓસડ વેસડ કરે અતી ઘણા, હેવે માસ થયા છે ચાર;
ત્યારે બોલે ચાલે સહી, શાજી થઇ તે નાર. ૧૫

માત તાત કોણ તમ તણા, કોણ તમારો છે ભરથાર;
કોણ દેશમા રહો તમો, તે સાચી કહોને વાત. ૧૬
જો જુઠી વાત બોલો તમો, તો ઈસવરની આણ;
તારે નારી કહે નરપત સુણો, માહારા કરમની કહાંણ. ૧૭
કપુરસભાવતી દેશ માહરો, ત્યાંનો કપુરશેન રાજન;
કપુરાવતી રાણી સહી, તેહ તણી હું તંન. ૧૮
કશતુરાવતી નામછે માહરૂ, લાડકવાઇ અપાર;
માત તાતને વાહાલી ઘણી, મુને બહુ લડાવે લાડ. ૧૯
સવાશેર કસતુરી ચોળી કરી, નીતે હું તો નાહુ;
મારા બાપ પરણાવવા કહે; પણ મનમાં હું ના ચાહુ ૨૦
પુરવનું ગ્નાન મુજને હતુ, તેહ મળ્યો ભરથાર;
તે ચિત્રસેન રાજા તણો, બરાસ નામે કુમાર. ૨૧
તે પરણો મુજને પ્રીતથી, સાસરે જતા હતા સાર;
વિમાન હતુ તે ભાંગી પડયુ ભર દરીઆ મોઝાર. ૨૨
તે કંથને હું કામની, પડીયાં અરણવ નીર;
સ્વામી મારો દુખીઓ થયો, જે હતો બાવનવીર. ૨૩
મુને ભાન મહારૂ નથી, જે કયાંથી આવી આ ઠામ;
કોણ દેશ કોણ રાજન તમો શું છે તમારૂ નામ. ૨૪

ચોપાઇ.

ત્યારે રાજન વિસ્મ થયો, વળતો બોલ કુંવરીને કહયો.
અરે બેન તુ લાડકવાઇ કપુરસેન હતો મારો ભાઈ: ૧
તેતો મારા કાકાનો છોકરો શાર, પિતાઇછે પણ વિભાચાર;
તેની પુતરી કસતુરાવતી, અરે બેન તારી આશી ગતી. ૨
અમ ઉપર બહુ રાખે હેત, સાંપે તનમન ધન સમેત.
તારૂ મુખ જોવા પામે નહીં લોક. તેની ગતી કેમ આવીહોય ૩
રાણી બાઇ આવી તે ઠામ, સુલોચના છે તેનું નામ;
તેણે સાંભળ્યુ એ વરતાંત. અતીસે માંડયુ કલપાંત. ૪

રાજા પણ કરે રૂદન તે મન ધરે જુગજીવન;
ત્યાં નહી રાણીને બાલ, તેના શા થયા હવાલ. ૫
કસતુરાવતી કરે રૂદંન કયાં ગયો માહારો સ્વામીન;
આમારા હઈડાનો હાર, પ્રીત અતીશે અપરંમપાર. ૬
મારે તેની સાથેછે કામ, કયાં ગયો એ મારો સ્વામ;
તોડે કેસને હઇડુ હણું બરાસ બરાસ મુખેથી ભણું. ૭
સહુ મળીને પ્રીછવે નાર કયાં ગયો એ માહારો ભરથાર
પરમેશ્વરે બચાવી તુને, આવી મળી કુટંબ સહુને. ૮
તે પરમેશ્વરે કરી હશે સાહાય, કાલ આવી મળશે આંહ;
એમ વિનવે નગરના લોક. પણ શોચે ના ટળે સોક. ૯
પછે વિચારયું કસતુરાવતી ધીરજ માહારી રહેતી નથી;
હવે સેમાઇ સીતાપતી રામ, તે મેળવશે માહારો સ્વામ. ૧૦
પછે નારીએ અવું કીનું તહી, રૂદન તજીને છાની રહી;
રાજા પતે કર્યું તે ઠામ. મહાર એક કરોની કામ. ૧૧

છપો=પુત્રં કહે સુણ તાત, વાત એક માનો મારી;
સ્વામીને જોગે જોગ, ભોગ શા કામનો ભારી.
સણગાર સજુ નહી અંગ, સંગ નહીં સાહેલી;
આ મેડી મહેલ અવાસ સહુ જાણે તે મેલી.
ખાનપાન ધનધાન. તે ઉપર નવ ધાવું;
સવા પાશેર જવનો લોટ, તીજે દહાડે ખાવુ.
કાથો રંગને રાગ, અંજન મંજન નહીં કરવું:
માહારો સ્વામી મળશે જાહરે, તહાં લગી કરવુ સહી; ૧
એક સફેત વસ્ત્ર ધરવુ અંગ, સંગ રાખુ જપમાળા;
ધરૂ સમુદ્રનુ ધ્યાન, સુખ કોણ આપે ટાળા
કુ તજું મુખ તંબોળ, બોલ માનો આ સાચો;
મને સ્વામીનો પડયો વીજોગ કરમ આક્ષરનો કાચો;

શ્રી રામજી કરૂણા કરે, હું કહું તેમ કરવું સહી;
જ્યાં સુધી સ્વામી મળે, ત્યાં સુધી પાળુ આહી. ૨
એક નવું કરી આપો વાહાણ, સત સાહેલી દો સાથે;
રહુ દરીઆની માંહ અવધ સ્વામીજીને હાથે;
તાંહાં ધરૂ સમુદ્રનું ધ્યાન, જ્ઞાનમાં રાખુ એવું;
તુંહી તુંહી કરે સહાય મુખે વાણી એવી ભાખુ;
એવુ કહીને નાર. રહી ગઇછે છાની.
સાંભળી રાજાએ વાણ, વાત કુંવરીની માની;
એક વાહાણ નવું કરાવી આપીયુ સત સાહેલી સાથ,
સમુદર વચે શુંદરી કસતુરાવતીને માટ.

ચોપાઇ

હવે એ વાત એટલેથી રહી, પ્રાણધર સ્વભાવની શી ગત થઇ;
તેનું વીમાન આગળ ચાલ્યુ જેટલે, વિચાર મનમાં કરયો તેટલે.
હવે રાયજી પછવાડે રહયા આપણ બેઉ જણ આગળ થયા;
વીમાન પડયું તે દરીઆ માંય; પણ બે જણ નવ જાણે કાંય.
એમ ચારશે જોજન ગયા જેટલે વીમાન અટકયું તેટલે;
તે મનમા પામ્યા હુલાસ. આવ્યા આશાવરી નગરીને પાશ ૩
બ જણ આવ્યા નગર મોઝાર. જ્યાં દેવધર રાજ કરેછે સુતાર
રાજ મહેલમાં ગયા જેટલે દેવધર ભાઈ દીઠા તેટલે ૪
પ્રાણધરે ઓળખ્યા ભાઈ તતક્ષણ આંસુ આવ્યા ભરાઇ;
ધસીને બે ભાઇ ભેટયા સહી, પરેમ આર્લીંગન છુટયા તહી ૫
મળી ભેટીને દીધી આશ, પછે ભાઈ બે બેઠા પાશ;
ગુણસભાવ પણ બેઠો સહી, એક એકની વીગત કહી. ૬
દેવધરે પછી કરી પ્રણામ, કહોજી કયાં ગયાછે રાજન;
નેણે નેત્રે ભરીઆં નીર. વજીર શુતને નવ રહીધીર. ૭
ત્યારે પ્રાણધર બોલ્યો વચન. પછવાડે રહયા રાજન
સાતસે જોજનનું વિમાન છે જેહ, તે ઉપર બેઠાછે તેહ ૮

રાજા પરણ્યા કમળાવતી, તેની જોડ પૃથ્વીમાં નથી.
તે પછવાડે આવે રાજન, અમા આગળ આવ્યા બેઉ જણ. ૯

દોહરા

એમ વાત કહી શાહી, થયો બહુ રળીઆત;
રાય સમુદ્રમાંહે પડયો, તે જાણતું નથી કોઇ વાત ૧
દેવધરે તઇયારી કરી શાકપાન શાવધાન;
ભોજન કરીએ આપણે, જો આવી ચડે રાજન. ૨
વાટ જુવે બહુરાયની, થયો બહુ ઉચાટ.
આ આવ્યા આ આવશે, એમ જુવે ચો દશે વાટ. ૩
પછે વજીર શુતને ધીરજ નવ રહી, થયો આસવે અસવાર;
દેવધર પ્રાણધર તે સાથે થયા આવ્યા નગરની બાહાર ૪
તે સમુદ્ર કાંઠે આવીઆ, જુવે ઊચી કરીને દ્રષ્ટ;
નીહાળી નીહાળી જુવ ઘણું, મનમાં પામે બહુ કષ્ટ. ૫
એમ સાંજ પડીગઇ જાહરે. ત્યારે થયા નીરાસ;
દેવધરને વજીર શાહી પાછા આવ્યા અવાસ, ૬
ભોજન ફીકું મન ભંગથી, કેમ આવ્યા નહી રાય,
એમ ત્રણ જણા વાતો કરે આકુળ વ્યાકુળ થાય. ૭
દુખે રાત એમ વહીગઇ ને થયો ઉદે પરભાત.
ચિંતાતુર બેઠા સહુ, નવ આવ્યા રાજ કુમાર. ૮
રાજકુંવરને મુકી કરી, હવે શું જાઉ ઘેર;
ચિંતાતુર છે અતી ઘણા, સુજે નહિ કંઇ પેર. ૯
એમ વિચારયુ વજીર સુતે, તજીયા સકળ સંભોગ;
ફકીર થઇને નીકળયો, આપે લાધો જોગ, ૧૦
દેવધર પ્રાણધર વારે સહી, પણ માને નહી તેનું મન;
રાજકુંવરને કારણે, ફકીર થઇ નીકળયો વન. ૧૧
દેશેદેશ તેતો શોધતો ફરતો ફરતો વન;
ખાવું પીવું નીદ્રા તજી, જો જડે રાજાનો તન. ૧૨

## ચોપાઇ

એ વાત એટલેથી રહી, રાજકુંવરની શીગત થઈ;
તે પોપટ ઉડયો આકાશ; મનમાં પામ્યો છે ઉલાસ. ૧
દીવસ ઘણા ગયા છે વહી, ઉડતો ઉડતો આવ્યો અહીં;
મધ દરીઆ વચ્ચે વાહાણ, ત્યાં પોપટ આવ્યો નીરવાણ. ૨
દીવસ ઘણા ગયાછે વહી ઉડતો ઉડતો આવ્યો અહીં;
તે મુખે જપે શ્રી રામ, વળી લે કસતુરાવતીનું નામ. ૩
ધજા બાંધી કુંવરીએ સહી, તે ઉપર બેઠો છે જઈ.
મધુરે સ્વરે બોલે તે વાણ વીંધ્યા તે નારીના પ્રાણ, ૪
મુકી સમુદ્રનું ધરતી ધ્યાન, શામાએતો માંડયા કાન;
વળી ક્ષણમા છાનો રહે, વળી ક્ષણમાં શ્રી રામજ કહે. ૬
વળી કહે કસતુરાવતી મને તે વના રહેવાતુ નથી;
કસતુરાવતી બોલી વચન. આશુ બોલે છે પખીજન. ૬
સખી પતે બોલી વચન, આ પંખીછે ચતુ સુજન
તમે ધીમે ધીમે ઉપર ચડો, પાસે જઈને તેને ચાડો. ૭
રખે પંખી એ ઉડી જાય, જો આવશે એના જાણવા માંય
લઘુ લાઘવી કરી સહી જેમ તેમ પંખીને લાવો અહીં. ૮
દાસી કહે સાંભળ બાઇ, એ વાતની ચીંતા કરવી નહીં,
એમ કહીને ઉપર ચડી, જઇ પોપટની પાસે ખડી. ૯
ચતુરાઈ ચલાવા ઘડી. ઝટ પોપટને લીધો પકડી,
લઘુ લાઘવી કીધી તાય, પાશે જઇને ઝાલ્યો પાય,
પંખી કે સા માટે લે. દુખીઆને કા દુખજ દે.
હેઠી ઉતરી તતક્ષણ તહી, આવી રાણી પાશે ઉભી રહી ૧૧
પોપટ તેણે મુક્યો પાસ, કસંતુરાવતીની પોતી આશ;
કસતુરાવતી કહે પોપટજી શુણો, સાચીવાત અમ આગળભણો
પોપટ ઓળખી તે નાર, તારે નેતરેથી વહી આંશું ધાર;
ટગમગ જોયા કરેછે તહીં, તારે નારીએ વાણી કહી. ૧૩

પોપટ જાણોછો કોનું નામ, ક્ષણમાં લો છો શ્રીરામનું નામ
નીસાસા મુકો શા માટ, તમારે આવો શો વિચાર. ૧૪

દોહરો

પોપટ કહે પંખી અમો, પણ અમારી એવી રીત.
કસતુરાવતી જે રાણની, તે સાથે બહુ પ્રીત.
એમ કહી ચરણ આગળ ધરયો, અરે પરેમદા દોરડો છોડ
વાત કહું મનડા તણી, તો પોંહોંચે મનના કોડ, ૨
ત્યારે દોરડો છોડયો નારીએ. તતક્ષણ પોંહોંચી આશ;
એ શુરવીર થઈને રહયો, જુવેતો બરાસ રાય. ૩
જંખવાઇ ગઈતે તારૂણી, લાગી તેને પાય:
આ સાચુ કે સપનું સહી, એમ થોડી થોડી થાય. ૪
તમ વીના હું ટળવળુ, છેક થઈ નીરાસ.
ભલે આવ્યા મારા નાથજી આજ પોંહોંચી મનની આશ
જળ વિના જેમ માછલી તલપ તલપ જીવ જાય;
તેમ હું તમ વિજોગથી, મારી કાયા અકળાય, ૬
આજ સમુદ્ર દેવે સાહતા કરી, મળયા આવીયે કંથ;
તમ વિજોગથી વાહાણમાં આવી કરી. જોયાકરૂ નીજ પંથ
કંથ કહેછે કામની, મારા એહ હવાલ.
પંખી રૂપે વનમાં ભમુ આણત મારો કાળ. ૮
જો તુ મળત નહી માનુંની, તો નીસયે તજતે દેહ;
પરમેશ્વરે મેળવ્યા, ભાગો મન સંદેહ. ૯
નારી કહે કોહો કેમ થયુ, કેમ પામ્યા સમુદ્ર પાર.
પંખી રુપ તમ કેમ થયા, કેમ આવે પોતા આહાર. ૧૦
ત્યારે બરાસરાય એમ બોલીઓ, સાંભળ નારી વાત;
વિમાન ભાંગ્યુ જળમાં પડયા. તારે બેજણ સાથ. ૧૧
તુંતો બુડી જળ વીષે, હું જઈ પોંહોતો તે ઠાર;
વીમાનનું લાકડુ હાથમાં રહયુ, તેથી ઉતરયો જઇબેટ ૧૨

મેં રતુની કીધી નાગની. તે મુજ ઇષ્ટ કહેવાય:
હવે અંતરીક્ષથી આ દોરડો, આવી પડો જગ માંહ. ૧૩
મેં જઇ લીધો હાથમાં, કીધી સહજ રમત;
મેં પગ અંગુઠે બાંધીઓ તે થઇ ગયો પોપટ ૧૪
ત્યાંથી ઉડયો આકાસમાં, ફરયો ઘણાએક ગામ.
ત્યાંથી ઉડતો ઉડતો આવીઓ, આ વહાણુજ કેરે ઠામ
મન માન્યુ આજ માનુંની, મળી નાર તું તરત
નહી મળત જો તુ મુજને. તો હું પામતો મરત ૧૬
એ હકીકત માહરી, હવે તારી કહે વાત;
સમુદ્ર મધે તું પડી, ત્યાં કેમ બચી તું ઘાટ. ૧૭
ત્યારે નારી કહે સુણુ નાવલા, મારામનની વાત.
જળ મધે હું પડી સહી. એટલે ગળી ગયો એક મછ
મછજ તાંથી આવીઓ. આ જોરાવતી છે ગામ;
મારો પિત્રાઈ કાકો રાજ કરે જેનું ચીત્રવરમા છે નામ ૧૯
મછ આવ્યો આ ગામમાં, ઢીમરે નાંખી જાળ;
મછમાંથી નીકળી જીવતી લાવ્યો સભામાં તતકાળ ૨૦
શેક કીધો મને અતી ઘણો, શુધી થઈ શરીર:
ત્યારે વરતાંત તેણે પુછીચુ પછે નયણે ભરીઆં નીર ૨૧
પુત્રી કરી રાખી મુને, ઢીમરને કીધો ન્યાલ;
તમ વીજોગે હું અહીં રહી, એ કહ્યો મારો હેવાલ ૨૨
એમ કહી ચરણે નમી, દીધું આલીંઘન;
મન માન્યુ આજ માનુની, આજ દીવસછે ધંનધંન ૨૩
આજ વિજોગ ભાગ્યો સહી, મળ્યા મુજ ભરથાર;
આશા પુરણ માહરી થઇ ધનધન તું કીરતાર ૨૪
હવે ચાલો સ્વામી પધારીએ, આપણા નગરમોઝાર,
હવે મહેલમાં માહાલીએ, હવે કાંઈ લગાડો વાર. ૨૫
વાત સાંભળી હરખીઓ, ભેટયો ભામની સાથ

હરખે આલિંગન છુટે નહી, બીડી એ હાથ બાથ. ૨૬

ચોપાઈ

બામણાને તે ભેટયો જઇ, કામની કહે હવે મુકુ નહી;
કહે બરાસ સાંભળરે નાર, આપણ જઈએ શેહેર માંઝાર ૧
સમુદ્ર મધે રહીએ સહી, જાર વહેવાર કરવો ઘટે નહી,
એવું કહીને મુકાવી બાથ, દાશીને બોલાવી કહીવાત. ૨
તમે જાઓ રાજાની પાસ, આ વાત સરવે કરો પ્રકાસ;
કહીએ સમુદ્ર દેવે કરીછે સાહાય, આવી પોહોંચ્યોછે બરાસરાય
એમ કહેતાં દાશી તતપર થઇ. જઇ રાજાને વાતજ કહી;
સાંભળો ચીત્રવરમાં માહારાજ, સમુદ્ર દેવે કીધું આપણું કાજ
પોપટ રૂપે પંખી સાર, આવી બેઠો વાહાણ માંઝાર.
કસ્તુરાવતીનું માન્યું મન એતો નિકળે ચિત્રસેનનો તંન ૫
સાંભળતા રાય વિસ્મ થયો, પ્રધાન પ્રતે બોલજ કહયો
શેના સકળ તઈયારજ કરો, રાજા કહે વેળી હરખે ભરયો,
પુત્રીનો આવ્યો ભરથાર, તેડી લાવો નગર માંઝાર;
એમ કહિને તઇયારી થાય, તેડવા આવ્યા ચિત્રવરમાય ૭
વાજતે ગાજતે આવ્યા તહીં, મોતીડે વધાવ્યા લઇ.
શભામાં બેઠાં રાજન, પાશે બેઠો ચીત્રસેનનો તંન. ૮
એક એકનાં કહયાં વરતાંત, ભાગી સઉના મનની ભ્રાંત
રાજ સભામાં આવે રાય, સાંજે ઉઠી મેહેલમાં જાય. ૯
નવો મહેલ આપ્યો રાજંન. મહેલમાં રહયા નરનારીજન
ખાય પીએ ખુશી કરે, એક એકને દેખી દીલ ઠરે, ૧૦
પ્રીત જેવી ચંદ્ર ચકોર, પ્રીત જેવી બપઇઆ મોર,
પ્રીત જેવી જલ માછલી સાથ, પ્રીત જેવી ચંદ્રમાને રાત ૧૧
એક ઘડી અળગાં નહી કોય. બેઉની પ્રીતી સમ્રાવડ હોય;
કામની કંથ કરે કલોલ, એક એકના પડતા ઝીલે બોલ. ૧૨

એક એકને કાંઇએ નહી દાવ ઘણી પ્રીતને અદકો ભાવ;
રાજાનું મુખ જોઇ હાતણુ કરે, રાજા ઉપર હેત અદકુ કરે, ૧૫
ખાય પીએને રંગે રમે, એક એકનું મુખડુ ગમે;
એક દીવસ પછે રાજાય, પોશાક પેહેરીને તતપર થાય ૧૬

દોહરા

ત્યારે કસતુરાવતી કહે કંથજી, સાંભળો ગાહારી વાત;
આજ જાર વેહેવાર કરવો સહી, છેડો ઝાલ્યો હાથ. ૧
આજ સભામાં જશો નહીં. આપણ કરીએ રંગ વિલાસ;
ખાનપાન કરીએ ઘણા, પુરણ કરો મુજ આશ. ૨
ત્યારે કંથ કહેરે કામની, દીવસે ન કરીએ ભોગ
અમો સભામાંથી આવ્યા પછી મળવશુ સંભોગ. ૩
નારી કહે નહીં માનીએ, આજ જવા નહીં દઉ;
વળી વીઘન કાઇ ઉપજે, માટે લાવો લઉ. ૨
એમ કહી વળગી પડી, તારે વિચારયુ રાજન.
હું કહ્યું કરૂ કામની તણી, હોસે પુરુ મન. ૩
લુગડા ઉતારયા રાયજી, કીધો સુભ સંભોગ,
મન મનાવ્યુ માનુની તણુ, ભાવતો કીધો ભોગ. ૬
રંગ રાગ કીધા ઘણા, હવે પડીછે રાત,
ત્યારે નારી કહે સાંભળો સેજ સમાગમ વાત. ૭
તમો રીશ ન કરસો રાયજી, તો કહું એક વાત વિચાર
હું તો શેજ ભાવે કહુ પણ રીસ ન કરશો લગાર. ૮
ત્યારે ભરાસરાય એમ બોલીઓ એશુ બોલો વાત
હુંજ આધીન હું થઇ રહ્યો, સોંપુ તનમન જાત. ૯
માટે કહેવુ હોયતે કહે મુને. શાને ચીંતા કરો છો મંન
કોટી ગુનો બખશું તુને, મનાવુ તારૂ મન ૧૦
ત્યારે કસ્તુરાવતી સાંભળો, મારા મનનો વીચાર;

નારી માંહે મોહ ઘણો ચતુરા ચતુર સુજાણ. ૧૧
અંતે પુરુષ તેની પાનીએ શુ ઉપનુ તાં અગનાન;

ચોપાઈ

માટે નારીનું મુરખ નામ, જોજો હવે શું કીધું કામ,
એ શું બોલી સ્વામીની સાથ, તે તમને સંભળાવુ વાત ૧
નારી કહે સાંભળ ભરથાર. સેહેજ વાત કહુ આધાર,
નારીને મોટી સરવથી પુરૂષમાં કાંઇ પ્રાક્રમ નથી; ૨
નારી મેન ચાહેતે કરે. પુરૂષથી એક અરથ નવ સરે
મેં આજ કીધું મન નીરધાર. જવા ન દીધાં સભા મોઝાર
જો નારી જવા મન કરે, તે શી તાળા માંથી પરવરે;
માટે નારીછે ચતુર સુજાણ, પુરૂષ જાણું છું અજ્ઞાન ૪
તમો છો રાજાન તંન, તમો જેવું નથી કો અન્ય;
તમો ફકીર થયા માહારાજ, તે પણ નારી કેરે કાજ. ૫
મા બાપને મુક્યા પરહરી. હંશા હરા મુખે કરી;
બહુ દુખ વેઠયુ જાહરે, અમો તમને મળયાં તાહરે. ૬
નારી આગળ નર કોણ્ માત્ર; તમા સાચી માનજો વાત
હંસ આગલ કાગડો જેમ ઘોડા આગળ ગરધવ તેમ. ૭
ગંગા આગળ જેમ ખાડીઓ. અશોક આગળજેમ બાડીઓ
કંચન આગળ કથીર જેમ, નારી આ ળ પુરૂષ તેમ. ૮
એ સાચી કે જુઠી વાત, સાચુ કહોને મારા નાથ
કસતુરાવતીના સુણી વેચન. દીગમુઃ થયો પોતે રાજન ૯
તુને એશુ બોલી નાર તુશુ મનમાં નથી કરતી વીચાર
નર વીના તે નારી કશી, કેમ બુધીઆજ એવી વશી. ૧૦
કાંઈ એમાં થશે વીઘંન, ફરી ન બોલીશ એવું વચન
નર થકી નારી મુકે માન, નારી હળવી પીંપળપાન.; ૧૧
તારે નારી બોલી ફરી, એ વાતતો તમ ખોટી કરી;
નારીના વડે નર હોય, બાકી નરને માને નહી કોય. ૧૨

નારી આગળ નરનું શું જોર, જાણે કેદમાં રાખ્યો ચોર;
નારીથી નર નીસ્ચે હોય, પણ નરથી નારી નહીં કોય. ૧૩

છપ્પો= કરણ બળી રાજન, કઉરવ પાંડવ જે શુર
ગાનધાતા જે મહીપતી. તે પરતાપે પુર;
ઇંદ્ર ચંદ્ર હરીચંદ્ર જે સતવાદી રાજા;
ધુરવ અમરીખ પ્રહ્લાદ. જે ભગતના જાજા,
સુરાવીર ડાહ્યા ઘણા પણ નારી આગળ તે શી મણા
સુરા થઈ ધરે શમશેર, રણમાં જુધજ કરતાં
ચુકવે ન્યાય અન્યાય, પૃથ્વીનો ભાર શીર લેતા;
વળી ચઉદ ગુણ જાણુ બહુ ડાહાપણ ચતુરાઈ
કામણ દુમણને વશી કરણ વીખવાને રહે વડાઇ
વિશ્વ વખાણ તેના કરે, સાત સમુદ્ર તરે સહી;
તે પીસાબ વાટે નીસરયા. માંટે નારી મોટી સરવે કહી

ચોપાઇ

એવી વાત કરી જાહરે, રાજાને દુખ લાગ્યુ તાહરે;
હમણા હાંશીમાં થાશે હાંણ એમ રાએ જાણ્યુ નીરવાણ ૧
નર નારીની ઉતપત જેહ, નર થકી થાયછે તેહ;
નરવીના નારી શુ કરે. નારીતે નરને આશરે ૨
એ ઈશ્વરની સરવે ગતી, એમાં તુને હું જાણતા નથી.
એમાં ખાલી શુ તાણે ભાર એ કરતા હરતા સહી કીરતાર ૩
નર કરે તે નારીથી નહી થાય, નર આગળ નારી કોણ કહેવાય
ત્યારે બોલી કસતુરાવતી, નારી આગળ નરનું ચાલતુ નથી
તે ઉપર કહું એક દ્રષ્ટાંત ભાગુ તમારા મનની ભરાંત
નારીનાપણ પ્રાક્રમ છે જેહ. તમ આગળ સંભળાવુ તેહ. ૫

દોહરા=કારકોન એ નગરનો, તેનો દીલીપતી રાજન;
સતવાદી રૂડો ઘણો, વસે અઢારે વરણ. ૧
ત્યાં વીસોશ્રીમાળી વાણીઓ, તેજ નગરનો શેઠ;

લક્ષ્મી અસંખ છે તેહને, પાંચ પુત્રછે નેટ. ૨
દાને માને ડાહાપણે, સહુ વાતે સમરથ
આગ્ના માને સર કો, એ આગળ સહુ અરથ ૩
વીરચંદ નામ તે તણું, માનઆ તેની નાર;
શોમદત વીરદત શીખવને, સોંપ્યો સઘળો ભાર. ૪
કનકાવતી નામે કામની તે સોમદતની નાર;
રૂડી સોભા તેહની. ઘરનો રાખે ભાર. ૫
તે શુ પ્રીત રાખે ઘણી. સોમદતનેં વાહાલી પ્રાણ;
નરને નારી તે માને નહી. ખોટી બતાવે વાણ. ૬
જુડી વાત બહુ દાખવે, કરે હાવને ભાવ;
તમથી વાહાલું કોઇ નહિ એવો એનો બનાવ. ૭
મનમાં ગણે નહિ કથને, મોહોડે કરે વખાણ;
તમ પાસે ચાલે નહિ, તુ મારો જીવન પ્રાણ. ૮
શોમદત સાચુ લહે, જાણે સતી મુજ નાર,
હેત બહુ મુજ ઉપર ધરે. પ્રીતછે અપરંમપાર. ૯
પાણી કેમ પીવાએ તમ વિના, આરોગો એકે મન;
નીંદ્રા કેમ આવે નાવલી તુજપર એવું મન. ૧૦
નારી મોહોડે જે કરે, કાલાવાલા કરોડ;
તને લેજો ઓલખી નારી કેરી જોડ. ૧૧
કંથને સ્નેહ દેખડાવે ઘણું, કરે જારનું કામ;
જાર સાથે જારી કરે, જાણનો નથી તે સ્વામ. ૧૨
ઘણા એક દીવસ વહીગયા. નારી વીચારે આપ;
જારને મળાતું નથી, ઘરમાં કંથનું પાપ. ૧૩
ઉપાય કરૂ અકલથકી, કંથને કાહાડુ બાહાર;
પછે કંઇ ચિંતા નથી, સુખે તેડું મુજ જાર. ૧૪
એક કલ્પના પોતે કરી રાતે ઓઢ્યા સ્પાગ;
ખાનપાન ભુખી કરી, નારી પીધી ખડ મણામ. ૧૫

આશ્ચરીજ કીધું ઘણું, નેતરે ભરીયાં નીર;
ધરૂંશકા ભરી કહે કંથને, સાંભળો હૃદના ધીર. ૧૬
કાલે માંહો માંહે વાતો કરી, આ પાડોશણની સાથ;
મોહોટો કુંવર મુરખછે કાંઇ સમજતો નથી વાત. ૧૭
એના બાપે ધન કળયુ ઘણું, તે બેઠો બેઠો ખાય;
બીજો કુંવર છે નાઘડો, તેને કેમ કહેવાએ. ૧૮
એના બાપ એવડા હતા, જતા સફર ભરી વાહાણ;
તેથી ધન મેળવ્યુ ઘણું, આતો પેટે પડીઓ પાહાણ ૧૯
એથીતો વાંઝીઆ ભલા, એવા ન જોઈએ તંન;
મુરખ પડયો મુજ પેટમાં, ખાય રળયુ બાપનું ધંન ૨૦
મેં છાનામાના સાંભળયું, રેહેવાયું નહીં ભરથાર
તે તમને કહ્યુ સહી, એવા તમ માત તાતનો વીચાર ૨૧
ત્યારે સોમદત્ત કહે નારી સુણો, સાચી કહીએ વાત;
હવે હું પરદેશે પરવરૂ, ધંન લાવું અસંખ્યાત, ૨૨
મેહેણું ટાળુ માબાપનું, સફરે જાવું સવાર;
સફરે જઇ આવ્યા પછે સુખ ભોગવશું નાર. ૨૩
તારે નારી કહે નાવલા, મેં ખોટું કીધું કામ,
મારા પરપંચ મુજને નડયા, તમે જવા કરોછો ગામ. ૨૪
મે એ વાત સાંને કરી તમ આગળ ભરથાર,
ન કહ્યું હોતતો જાત નહીં, સાને નીકળત ઘરથી બાહાર
હવે તમ વીના કેમ ચાલશે. ઘડી એક વરસ સો થાય
તમ વીજોગે ફાટી પડુ એકલા કેમ રહેવાય. ૨૬
એમ કહીને કલ કલે, રૂદન કરે બહુ નાર;
થનાર હશે તે થાશે સહી જવા નહી દઉ ભરથાર. ૨૭
કંથ કહેરે કામની, શાને દુખ પામે મન;
હું થોડા દીવસમાં આવીશ, રળીને ઝાઝું ધંન. ૨૮
એક વાર જાવાદો મુને, ફરી કહુ નહિ બીજીવાર

મારા સમજો કામની નેત્ર ભરે જળ ધાર ૨૯
નારી કહે શુણો કથજી, તમ વીના ઓશીઆળી થાઉં
તમ વીજોગે સહુ તજુ, પાન ફળ નહી ખાઉ. ૩૦
હાજર રહેવું સાસરે પલંગ તજુ ભરથાર
ખટરશ ભોજન નહી કરૂ, સણગાર સજુ નહી લગાર ૩૧
વેહેલા આવજો નાવલા, જોઉં છું તમારી વાટ
જ્યાંરે તમને દેખશું ત્યારે ટળશે ઉચાટ ૩૨

ચોપાઈ

મનમા નારી ચીતવે આપ, ક્યારે ઘરમાંથી જાએ પાપ
પણ મોહોડે કાલાવાલા કરે, તેનો સ્વામી સાચુ ધરે ૧
એમ કહીને સુતા નરનાર, એટલે થયુ ત્યાં સવ૨.
સોમદત ત્યાંથી ઊઠયો સહી, અસનાન દાતણુ કીધું તહી. ૨
ભોજન કરવા બેઠા માતને તાત, સાથે બેઠા પાંચે ભરાત
ત્યારે સોમદત કહે પીતાસુણો, એકવચન કહુ તેની હા ભણો
વાહાણુમાં માલ ભરૂં અપાર. પરદેશ જઈ કરૂ વેપાર.
માટે અમને આજ્ઞા દીજીએ, શુભ મહુરત જોઇ પંથ લીજીએ
ત્યારે બોલ્યા માતને તાત અરે પુત્ર તુ સાંભળ વાત;
શા માટે પરદેશે જાઓ એવડુ દુખ શાને ચાહો. ૫
આપણે દ્રવ્યછે અપરંમપાર, આંખ આગળથી જાઓ બાહાર
મારી વરધ એવસ્થા થઈ આંખ આગળથી જાવું ઘટે નહીં ૬
બીજાનો છે નાના કુમાર તમારે માથે છે સહુ ભાર;
એને સમજણુ થાય જાહરે, તમો વીદેશ જાજો તાહરે, ૭
તારે પુત્ર કહે જઇશુ અમો શાને ના કહોછો તમો.
થોડા દીવસમાં આવશુ જશ અતી લાખેણો લાવશું . ૮
માથે મા બાપ બેઠા છે સાર તાં સુધી જવાશે બહાર,
પછે ચિતા અદકી થાય, તારે અમથી કયાંથી જવાય. ૯
માટે અમને આજ્ઞા દીજીએ હવે અમ પંથ લીજીએ;

તારે મા બાપે વિચારયુ મન. હવે કહ્યુ માનવાનો નહીં તંન
માત તાત કહે વેહેલા આવજો, કુશળ વાત મેહેલી કહાવજો
પછે પંડીતે મહુરત જોયું સાર, આજથી ચોથે દહાડે નારધાર
વાહાણુની સજાઇ કરી. જણસમાલ તેમા બહુ ભરી;
ઘેર ગુમાસતા થયા તઇયાર, ચાકર નફર અારંભપાર. ૧૨
હવે સવારે નીશરવું સહી. પિતા પ્રત્યે વાણી કહી;
ત્યારે સોમદતે વાણી કહી, રાતે કુટંબ મળવુ તહી. ૧૩
ભાઇ ભોજાઈ પણ બેઠાં પાસ. સોમદત કહે આણી હુલાસ
જેને જે જોઇતુ હોય, સાર, તમા તે લખાવો નીરધાર ૧૪
શું જોઇએ તે કહોની તમો, નિશચે કરીને લાવુ તમો;
તારે બોલી તેની માત, સાંભળ પુત્ર માહારી વાત. ૧૫
એક નઉતમ સારૂ લાવજો ચીર, જેમાં હોય શાત રંગનું હીર
તારે બેહેન કહે સાંભળજો ભાઇ. જે કાંઇ હોય લાઇજો નવાઇ
ભાઈ કહે તમને ગમતુ જેહ, નવલ વસ્તુ કાંઇ લાવજો તેહ,
જેણે જેવું ગમતુ મન, તેણે તેવું કહયું વચન. ૧૭
સરવના લખી રાખ્યા નામ, જેને જે તું હતું કામ;
તે કાગળ રાખ્યા પોતા કને, પછે ગુમાસતા પ્રતે વાણી ભણે
જાહરે આપણે આવવાનું થાય, તે વખતે સંભાળજો તાહ
એટલે રાત પડી જાહરે પોતે મેહેલ આવ્યો તાહરે. ૧૮
પછે બોલ્યો નારીની સાથ, સાંભળ અબી મારી વાતઃ
તાહારે જોઇતુ હોય જેહ, મારી પાસે મંગાવો તેહ. ૧૯
તારે નારી બોલી વાણુ, એ જુદી વાત શાને કરો જાણ;
સાંભળો સ્વામી ચતુરસુજાણુ અમને લેખાગાં નહીં આણુ ૨૦
સરવને આણી આપશો સહી. મંગાવુ તે લાવો નહીં
ત્યારે શોમદત કહે સાંભળો વાણ, તુજને મેં શોપ્યોછે પ્રાણ.
સરવનું પછી લાવશું સહી, તમારૂ પ્રથમ લાવશું અહી
ત્યારે નારી કહે સાંભળો ભરથાર, એ મારા મનનો વિચાર ૨૨

માહારા મનમાં છે બહુ ભાવ મારે એક જણુસનો છે અટકાવ
ગુમાસ્તા પાસ મંગાવસો નહિ. તમો જાતે લઇઆવજો સહી
કોઇના જાણે તેનું નામ, માહારે છાનું છે તે કામ;
તારે કંથ કહે સુંણો તમો, છાનુ માનુ લાવી આપીશુ અમાર ૨૪
તારે અસ્ત્રી કહે ભરથાર, મારે અસ્ત્રી ચરીત્ર જોઈએ આહાર
જો લાવાતો લાવજો એહ, તારે હું જાણીશ પુરો સ્નેહ ૨૫
પણ હું એટલુ જાણુંછુ સ્યામ, પણ મારૂ થવાનું નથીકામ
બીજાનું લેઇ આવશો સહી, મારી વસ્તુ લાવવાના નહિ. ૨૬
ઘેલી નારી તે ઘેલું કહ્યું, તારી વસ્તુ લાવ્યા વિના કેમ રહુ
કાગળમાં લખી લીધું તેહ, નારીએ મંગાવ્યુ જેહ. ૨૭

દોહરા.

વાત કરતાં રાત એમ વહી ગઇ, થયુ તે સવાર;
શેઠ મદતે ઉઠી કરી, અશનાન કીધું તે હાર ૧
ભોજન કીધાં ભાવતા જવા થયા તઈયાર;
મા બાપની આગ્ના લેઇ કરી સહુને કરયો જુહાર. ૨
શુંભ શકુન વંદી કરી; ચડયા પોતે તહાં વાહાણ;
સહુ વળાવી પાછા વળ્યા, ઘર બહુ નીરવાણ. ૩
સ્ત્રી કહે બલા ગઇ, પરદેશ ગયો ભરથાર;
કલોલ કરીશુ કરારમાં હુંને મારો જાર. ૪
હવે વાહાણુ ચાલ્યા જોરથી ભર દરીઆ મોઝાર;
સાત માસ એમ વહીગયા, એક નગ્ર આવ્યું તે ઠાર ૫
વાહાણુ જઇતાં નાગરયા, હરખ પામ્યા મનમાંય;
માલ ઊતારયો તે શેહેરમાં, વેચવાની બહુ હામ ૬
તે ગામનો એક વાણીઓ, ભુલાશા પારેખ નામ.
તે ભારે માણસ અતી ઘણો. રાહુ આગ્ના પાળે તેઠામ ૭
તે ગામમાં ડાહ્યો ઘણો, સહુ પુછી કરેછે વાત

શોમદતે મિતરાઈ કરી, તે વાણીઆ કશુ સાથ. ૮
ત્યાં ખાવું પીવું એકઠું, સુવુ તેને ઘેર;
પછે વાત રાતે કરે, કેવી થઈતાં પેર. ૯
તાહા મારાચાર એમ વહી ગયા ત્યારે વેચાયો માલ;
નવો ભરયો તે વાહાણમાં, પછી વિચાર્યું તતકાળ. ૧૦
દાણ મેશુલ ચુકાવી આપીયું. કીધા સહુના હીશાબ;
જવાને તતપર થયા, ત્યારે વિચારયુ મન આપ. ૧૧
પેલો કાગળ પેટી માંહથી તે વેળા કહાડયો બાહાર;
તે ગુમાસ્તાને આપીઓ, તમો જાઓ બજાર, ૧૨
વાંચી વસ્તુ સઘળી લીઓ આપે મુલ મોં માગ્યા દામ;
સઘળી વસ્તુ લાવો આહીં એટલુ કરીઆવો દામ ૧૩
કહીતી પેલી સ્ત્રીએ, તે કોઈને નવ કહી વાત;
તે કાગળ આપ્યો નહિ. વસ્તુ લાવશુ આપણુ હાથ. ૧૪
ગુમાસ્તો ગયો બજારમાં લાવ્યો સઘળી વસ્ત,
સહુ તે આણ્યા વાહાણમાં, સોંપી સોમદતને હસ્ત ૧૫
પછે હરખ પામ્યો મન વિષે, પોતે ચાલ્યા બજાર
અસ્ત્રી ચરીતર પુછ્યુ જઈ, પણ કાંઈ ન મળ્યુ લગાર. ૧૬
જે સાંભળે તે વીસ્મે પડે, સહુ મનમાં જાણે એમ;
આ મુરખ કોઈ હશે ખરે, મોટાને કહીએ કેમ. ૧૭
ગામ મધે ફરી વળયો, પણ કોઈએ કહી નહી હાય
અરે દઈવ હવે શુ કરૂ, અસ્ત્રીચરીત્ર મળશે કયાંય ૧૮
એમ ચાર દીવસ ફરયો સહી, મુકી મનની આશ;
પછે મન વીચારી આવીઓ, ભુલા પારેખની પાસ ૧૯
શેઠે માન દીધુ ઘણું, જાણી મોટાનો તન;
હાવ ભાવ કીધો ઘણો, સંતોષ્યા બહુના મન. ૨૦

ચોપાઈ.

શેઠ કહે ભલે આવીયા, આજ અમારે મન ભાવીયા;

કાંઇ એક કાજ અમ સરખુ કહો, સુખે ઘર તમારૂ રહો ૧
સોમદત બોલ્યો વાણ; કાલે ઉપાડવાના વાહાણ;
માટે બોલ્યુ કરજો માફ તમ ઘેર સુખ પામ્યા બહુ આપ ૨
શેઠ કહે માયા તમારી ઘણી કેમ આગ્ના આપુ જાવા તણી
થોડા દહાડા તો રહો સહી, જવાની ઉતાવળ કેમ થઇ
ત્યારે કુવર બોલ્યો વાણ, માલ ભરયા છે બહુ વાહાણ;
બીજા બંદરે ફરવુ સહી, જોઇતી વસ્તુ મળે નહીં
ત્યારે શેઠ કહે શું તેનુંનામ, જે જોઈએતે મલશે આ ગામ
બીજા મુલકમાં જે ન નીકળે તે વસતુ અહીંયાથી મળે. ૫
તમારે જે જોઇતે કહો, તે અમારી પાશે માગીલો;
તે પદા કરી આપુ સહી, એવી વાણી શેઠે કહી. ૬
ત્યારે બોલ્યો વીરચંદનો તંન, સાંભળો શેઠ માહારૂ વચંન
અસ્ત્રીચરીત્ર જોઇએછે સાર, તે ગામમાં મળતુ નથી લગાર
અમો ફરીને થાકયા સહી. કોઇએ હા કેહેવાઇ નહિ;
તે શેઠ સાંભળી વિસમે થયો, પછે બોલ કુંવર ને કહયો ૮
પ્રથમ મન કરયો વીચાર, રખે મસકરી હોય લગાર,
વળતી શેઠ એમ બોલ્યા વાણ, સાંભળ શોમદત ચતુર સુજાણ
તે વસ્તુનો સો અટકાવ. અસ્ત્રીચરીત્ર ઉપર કોનો ભાવ;
ત્યારે શોમદત બોલ્યો વાણ, અસ્ત્રી મારી ચતુર સુજાણ.
સતી સાધવી પુરખુ પ્રીત, તે રામાની એવી રીત;
મ કહ્યુ તારે જે જાઈએતે મંગાવ, જે સરૂ તારો હોય ભાવ
હમે વીદેશે નીકળ્યા જાહરે, કામનીએ કહ્યુ તાહરે,
કહ્યુ સ્વામીને દેહેલા આવજો, મારે કાજે અસ્ત્રી ચરીત્ર લાવજો
એ ગામમાં ફરી ફરી થાકયો સહી, આ ગામમા મલ્યુ નહી
હવે અમે જાયુ બીજે ગામ સોધી કાહાડુ અસ્ત્રીચરીત્ર નામ
જો જડશેતો જવાશે ઘેર: નહિતો ખાઇને રહીશું ઝેર
ત્યારે શેઠ સમજયા મન મોઝાર, પુરખ મુરખછે ગુમાર ૧૪

હું મોટો જાણુનોતો સરવથી એથી મુરખ બીજો કોઇ નથી
પછે શેઠ ત્યા બોલ્યા વાણ, સાંભળો શોમદતજી ચતુર સુજાણ
એ વસ્તુ અમારી પાસ. અમો તમારી પુરૂં આશ
એ પૃથ્વીમાં શોધી નહી જડે, તેઅમારે ઘેરથી નીકળે ૧૬
હમો બીજાને કહીએ નાય, પણ તમને ના કેમ કહેવાય;
પણ એવસ્તુ ભારે સહી, ઉતાવળે હાથ આવે નહી. ૧૭
માટે કહુતે કરોની પેર વાહાણુ ગુમાશતા મ કલો ઘેર;
તમો હમારે રહો ધામ. થોડા દીવસમાં કરીસુ કામ. ૧૮
ત્યારે વિચારી તેણે વાણ. આવ્યા પાછા જયાં છે વાહાણ;
ગુમાસતા પ્રતે બોલ્યા એમ, કહો હવે કરીશુ કેમ. ૧૯
તમો વાહાણુ હંકારી જાઓ, હવે તમો શીદ ખોટી થાઓ
હમ ગુપત જાતરા માની છે સહી, હમ અહીંઆથી જઈશુ સહી
સઉ હીસાબ શોંપજો બાપને હાથ, મારીને કહેજો શઉવાત;
આજ કાલમાં પોતે આવશે, તેથી તેને ચીંતા નહી થસે.
એમ કહી વાહાણુ વળાવ્યા સાર, પોતે આવ્યા શેઠને દવાર
શેઠ કહે સુખે રહો આઠામ, અસ્ત્રી ચરીત લેઈને જાજો ગામ
એમ કહીને ઠેકાણે થયા, શોમદત શેઠને ઘેર ગયા;
વહાણુ ત્યાંથી પોતા ઘેર, તેને માંડી કહી સરવે પેર ૨૩

દોહરા.

આઠ માસ એમ વહી ગયા ભુલા પારેખને ધામ;
ત્યારે શોમદત વાણી વદે, શેઠને કરયો પ્રણામ. ૧
શેઠ તમે આપ્યુ નહી, પેદા કરી સ્ત્રી ચરીત;
ઘેર નારી વાટ જોશે ઘણી. ત્યાં થઇ જશે વીપ્રીત. ૨
ત્યારે શેઠ કહે રહો સાંસતા. કરૂ તમારૂ કાજ;
એક ગુણકા ગુણની આંગળી, જેનું ગુણવરાહ છે નામ.
બોલાવી તેને ત સમ, જેમાં બહુ ચતુરાઇ કામ;
તે પ્રપંચ ભેદ જાણે ઘણું આવી કરયો પ્રણામ. ૪

શો હુકમછે શેઠજી, તમ વચનની બાંધી રહુ;
અજર કરૂ તમ વાતથી, કહોતો મુસતફ હઉ. ૫
ત્યારે શેઠ કહે ગુણકા શુણો, તમો છો ચતુર શુજાણ;
કામ તમારૂં છે સહી, તે કહું તમને વાંણ. ૬
શેઠ આંવ્યાછે અમ તણા, જાણો અમારો શરદાર;
સ્ત્રીચરીત એને આપવુ. માટે તેડીજાઓ એને ઘવાર ૭
ત્યારે સલામ કરી ગુણુકા કહે એ અમારૂં કામ.
સમજી મન ગુણકા સહી એનું તે મુરખ નામ. ૮
પછે સાથે લીધો શેઠને, આવી પોતીકે ધામ;
કોણ દેશમા રહો તમો, સું છે તમારૂ નામ, ૯
ત્યારે શોમદત કહે સાંભળો, અરે ગુણકા ગુણવાન;
અમા વાહાણવટીના પુત્ર છઈં; સોમદતછે માહારૂંનામ
સ્ત્રી મારી ઘેરછે, તેણે મંગાવ્યુ એહ:
સ્ત્રી ચરીત્ર લેઇને આવજો તમને કહ્યું તેહ,
શમજી તેનું સાનપણ ડાપણે ઉઠી વાટ;
અરે ચીંતા શેઠ કરશો નહીં ટાળુ તારો ઉચાટ. ૧૨
સ્ત્રીચરીત્ર મુજ કને છે સહી, તે તમને આપીશ સાર
ધીરજ થકી મળશે સહી, ઉતાવલ નહી થાય લગાર ૧૩
તે શેઠ ગુણકાને ઘેર રહ્યા વપુએ વીચારા વાત;
શેઠ ચરગા જુવે ધરતણી, એમ વહી ગયા માશ સાત
ત્યારે શોમદત કહે ગુણકા શુણો, આપો અસ્ત્રીચરીત્ર
માસ સાતતો વહી ગયા, એતે કયાંની રીત;
ત્યારે ગુણકા કહે કહું તે કરો, થાઓ નારીને રૂપ;
તો અસ્ત્રીચરીત્ર દાખવુ થાજો ભારેખમ ભુપ. ૧૬
શોળ સણગાર અંગે ધરો પેહેરો નવરંગ ચીર;
તેને રૂપે કો ઓળખે નહીં, જાણે સુમ નારીનું સરીર. ૧૭

વરસ શોળમાં સુંદરી ભરજોબન બાળે વેશ.
દ્રસ્ટે દેખતાં ધીરજ રહે નહીં, ત્યાં થાય કામ પ્રવેસ;
તે ગુણકાએ કર ઝાલીઓ, લઈ ગઇ પોતીકે સાથ.
તેને ગુણકાએ પ્રિછવી, સમજાવી સહુ વાત. ૧૯
જે કહે તે હા કહેવી સહી, ચરચા જોવી રાત દન:
તમને ચરીત્ર મળશે સહી, માનજો શત્ય વચન. ૨૦

ચોપાઇ

એમ સમજાવી ગુણકાએ વાત. તેડી ગઇ પોતીકી સાથ;
શીવદત શેઠ છે વેહેવારીઓ, નગર બાધાગા જુગજાણીઓ
ઘણી લક્ષ્મી ઘણાં ઘર સુત, પ્રતાપચંદ તેનો એક પુત્ર,
તે લાડકવાયો એકનો એક, વપુએ શુંદર વડો વિવેક. ૨
તે વાહાણ ભરી વિદેશે ગયા, તેને બાર વરસ જોતાથયા
તે તણી ઘરમાં છે નાર, સુંદર રૂપને ગુણ ભંડાર, ૩
માનુંની તે સરવેમાં ડાહી, લક્ષણ વતીને લાડકવાઇ;
સસરો પુછી કરે સઉવાત, કારભાર સહુ વહુને હાથ. ૪
રતનમાળાછે તેનું નાગ, ગુણ જાણે છે બાધું ગામ;
તે શ્રીમંત છે મારો સાહાય, ગામ બધાનો ચુકવે ન્યાય, ૫
ગુણકાએ વીચારી પેર. તેડીગઇને શાહાને ઘેર;
ગુણકાએ ઝાલ્યો તેનો હાથ, તેડી લાવી જયાંછે સઉસાથ. ૬
ગુણકાએ જઇ કરયો પ્રણામ. જયા બેઠો શીવદત તેઠામ
માહારાજ એક છે મારૂં નામ આવી જાણી શાહુકારનુંનામ૭
આ સાહુકારની કોછે નાર, સસરો તેડી લાવ્યો આં ઠાર,
મુને કહ્યું આસે રાખો તમો. એનાવરને તેડી લાવું અમો. ૮
મારો પુત્ર ગયો પરગામ તેને તેડી લાવુ આ ઠામ
તે પુતરની વહુ આ થાય, અગો ગયાતા આણું કરવાય ૯
સાથે એને તેડાને જાણી, માટે તમ ઘેર મુકી જાણી
આમાં પુતરને તેડી લાવુ જાહરે. એ વહુને તેડી જયુતાહરે

તેનો સસરો મુકી ગયો, માહારા મનમાં અંદેશો થયો;
એતો રાખ્યું અન કહેવાય, મારાથીતે કેમ રખાય. ૧૧
હમા છીએ ગુણકાનીજાત, આળ શેહેજનાં આવે નાથ;
ન હોયતો લોક અમેને કહે, ગુણકાના ઘરમા કેમ રહે. ૧૪
તમા શાહુકાર સરવથી; તમારી એબરૂમાં બાકી નથી;
માટે અસ્ત્રી રાખો તમારે ધામ, એટલું અમારૂ કરવું કામ.
એનો ધણી સસરો આવશે જાહરે, તમ પાશેથી લેસું તાહરે
શાહુકારથી ના કેમ કહેવાય, સુખેથી મુકી જાઓ આંહ ૧૪
એ વાતના લખ્યા કીધ, પંચમળી પરમાણુજ લીધ;
અમારા પુતરની વહુછે જેહ, તેની પાશે રહેસે એહ. ૧૫
એવુંકહીને રાખી પાસ, ગુણકા આવી પોતીકે અવાસ,
સસરાએ બોલાવી વહુ, વાત માંડીને કહીછે સહુ, ૧૬
ત્યારે વહુએ ઝાલ્યો તેનો હાથ, તેડી લાવી પાતાની સાથ
આવો બેશો સુખે રહો, કામ હોયતો અમ સરખુ કહો ૧૭
હવે રતનમાલછે જેનાગ, ચતુરછે તે અપરંમપાર;
નખશીખ તેને જોઈ સહી, પછે મન વિચારયુ તહી. ૧૮
લક્ષણ જોતાં અપરંમપાર, એ પુરૂષછે નથી એ નાર;
પરીક્ષા પુરી કીધી શહી. નીસચે પુરૂષ એનારી નહી. ૧૯

દોહરા

રતનમાલ વળતુ વદે, સાંભળ નારી વાણ;
સાચુ બોલશો તો જીવશો, જુઠે ખોશો પ્રાણ. ૧
નારી નથી તું નરછે. મે નીસચે જોયા એંધાણ
કપટ કરી કેમ આવવુ પડયુ, સાચી કહોને વાણ ૨
કટર કાઢયો એક ચળકનો કરોધ કરીને રીશ;
સાંચુ બોલતુ કોણછે નહીતર છેદુ શીશ
તે બીન્યો બાપડો વાણીઓ થરથર ધ્રુજે દેહ;
આંખ ઊંચી ચડી ગઈ, પછી બીતો બીતો કહે. ૨

જો ગમતો માર તું, દયા આવેતો ઉગાર
હું કપટથી આવ્યો નથી, તે સાચુ કહુ 'લસતાર. ૫
હું વાહાણવટીનો પુત્ર છુ, આવ્યો ભરીને વાહાણ;
તું સરખી નાર માહરે, તેણે કહીતી વાણ. ૬
મારે કાજેશુ લાવશો, પરદેશ જાઓછો ભરથાર:
મે કહ્યુ જે ગમે તે કહો, લાવતાં ન લગાડુ વાર. ૭
કહયુ સ્ત્રીચરીત્ર લઇ આવજો. વચન ઓપ્યુ હાથ;
ત્યાંથી આવ્યા આ દેશમા, તે સાચી માનજુ વાત. ૮
મે માલ બધો વેચ્યો સહી, પછી નવો ભરયો મે માલ;
અસ્ત્રીચરીત ખોળ્યુ ઘણું પણ કોઇએ ન કહી ભાળ. ૯
પછી ભુલાપારેખ આ ગામમાં તેનો રુડો વેહેવાર.
તેણે કહ્યું તમે રહો સહી, અસ્ત્રીચરીત આપુ નિરધાર.
એમ સાંભળી હું હરખીઓ વળાવી દીધાં મેં વાહાણ;
આઠ માસ એમ વહીગયા ત્યારે ભુલાપારેખને કહી વાણ.
શેઠજી દહાડા ઘણા થયા, કયારે કરશો અમારૂ કામ
ત્યારે ગુણકા બોલાવી તે સમે જેનું ગુણવંતાછે નામ: ૧૩
તેને સેંડે વાત સરવે કહી, ત્યારે ગુણકાએ વિચારીપેર
કહ્યું અસ્ત્રીચરીત આપુ અમો તમે આવો મારે ઘેર.
ગુણકા સાથે અમો ગયા, ત્યાં પણ રહયા માસજ સાત
કહ્યુ અસ્ત્રીચરીત્ર આપો હવે ત્યારે ગુણકાએ કહીવાત.
ગને કહે નારી થાઓ તમો, ઓવો મારી સાથ;
સમજાવ્યો સહુસાથને, સોંપી તુજ સસરાને હાથ. ૧૪
એ હકીકત માહરી, જુઠી વાતે ઇશ્વરની આણ;
હવે તુજ શરણુ આવ્યો સહી, ઉગારોકે લો પ્રાણ.

ચોપાઇ

વાત સાંભળી તે હરખી નાર, રતનમાલે કરયો વિચાર;
મુરખ બીચારો એછે રાક નથી વાણીઆનો વાંક.

સા મારે હવે એને હણું. મનમાં તે વીચારયુધણું.
એની પુરી પાકુ હું આશ પ્રીત કરી રાખુ મુજ પાશ ૨
હવે તનમનધન એને આપીએ, જોબનનો લાવો લીજીએ;
વળી અભીચરીતર દેખાડુ શહી, ને ખબરદાર કરૂ એનેઅહી.
નારી પછી ત્યાં બોલીવાણ, શામચંદજી તમા ચતુર સુજાણ;
અભીચરીતર આપુ કુશાસ તેતો છે અમારી પાસ. ૪
સાને ખોળોછો બધુ ગામ, થાસે અગારાથાએ કામ
હવે ખાઓ પીઓ રંગે રમો, ભોજન મુજમાં બેશી જમો
એમ કહી સતોખ્યું મન, ધશીને લીધું આલીંઘન;
રાત્રે ભોગ ભોગવે અપાર, દીવસે થઇને રહેછે નાર. ૬
એમ ઘણા દીવસ ગયા છે વહી, એ વાતતો કોઇ જાણે નહિ;
વરસ એક થયુ જાહરે, શુ કઉતક થયુ તાહરે, ૭
વીદેસે ગયો હતો તેનો ભરથાર, તે સફર કરી આવ્યો તેહાર
લાવ્યો અસેખ અઃકુ ધંન, પ્રતાપચંદ શીવતની તંન ૮
વધામણી આવી જેટલે, શીવસત શેઠ હરખ્યો તેટલે;
હરખીને આવી તેની માત, મોતી થાળ ભરી લીધો હાથ. ૯
તેર વરસે ગયો આવ્યા તન, મા બાપનું ઘણું હરખ્યું મન
વધાવી લીધો કુમાર, તેડીને લાવ્યા ઘર મોઝાર ૧૦
સજન કુટુંબ સરવે શહી મળવાને આવ્યાછે તહીં.
માહાજન નગરના લોક મળ્યા ભેટયા સહુ ટાળી શોક. ૧૧
કરણે કુંડળ જળકે જોત; કટી શશીના જેવી ઉદ્યો;
વહાણ સાત ગયોતો લઇ, ચાળીસ વાહાણ કમાયો તહીં. ૧૨
તે વાહાણ હજું કાંટે નાગરયા, તેમા માલ અમરીત ભરયા
પીતા પુતર બેઠાછે પાસ કરવા બેઠા વાત પ્રકાસ. ૧૩
કહે પુતર તારૂ વરતાંત આજ તેર વરસનીભાગો ભ્રાત
તે સાભળવાનું છે અમો, શો ગરથ કમાયા તમો. ૧૪
કોણ કોણ સાથે આડત કરી, ચાળીસ વાહાણકે મલાવ્યાભરી
શોશો માલ તેમાં ભરયો આજ તેર વરસની વાતો કરો ૧૫

પુત્ર કહે સાંભળી એ વાત, હમા નહિ કરીએ તાત;
આજતો એગને આગ્ના દીજીએ વીતી વાત કાલે કીજીએ ૧૬
આડતીઆનો જે હીસાબ, તે સઉ વાહાણે કીતાબ;
તે માલ સરવે નોંધ્યોછે શહી, કાલે તમને દેખાડાવીશુ અહી
હવે રજા આપોતો માહોલે જાઊં ઘડીચાર શુઇને સુખીઓથાઊં
એવે પડીછે ત્યાં રાત, આગ્ના આપીછે પુતરને તાત ૧૮
સઊ સઉને ઠેકાણે થયા, પ્રતાપચંદને મોહોલે ગયા.

દોહરા.

ત્યારે નારીએ વીચારયુ, જે આવ્યો મુજ ભરથાર;
પેલો પુરૂષ ઘરમાં હતો, તે સાથે કરયો વિચાર. ૧
તમો ગુપ્ત ઓરડામાં બેશી રહો. જેમ ન આવે જાણ;
માંહે અસ્ત્રીચરીત દાખવ્યુ, તમો જોયા કરો આંખ, ૨
એટલે કંથ ત્યાં આવીઓ, નારી લાગી પાય,
આજ તેર વરશે સ્વામી મળ્યા, મારે હઇડે હરખનમાય.
ધન દીવસ આજ માહરો, જે ઘેર આવ્યા ભરથાર;
તમો મારે કાજે શું લાવીયા, તે આપો કર મોઝાર. ૪
તારે કંથ કહેરે કામની તું વાહાલી મુજને પ્રાણ;
એક તારે વાસતે લાવ્યો સહી, બાકીતો છે વાહાણ, ૫
નવી નવી વસતુ લાવ્યો શહી બાકીતો છે વાહાણ;
તે સઉ પડી છે વાહાણમાં, કાલે આવશુ ઘરમાંહે. ૬
ચીર લાવ્યો એક ચગકતો, હીરા રતન જડાવ;
બહુ મુલ મોંઘુ ઘણું કાંજું મોતીડે જડાવ;
સવાલાખ રૂપીઆ આપીઆ, તે તમારે કાજ;
તે લેઈ સુખ આગળ ધરૂ લો પરેમદા તમે આજ. ૮
તે લેઈ હરખી પરેમદા, લીધું પોતીકે હાથ;
ખાન પાન કીધાં ઘણા, પછે કીધી વીતકની વાત. ૯

ભોગ કીધાં મન ભાવતાં સુતા સુખે શેજ;
જાણે શુરજ પ્રગટ થયો, એ નમે કુંમરનું તેજ. ૧૦
નિદ્રા વશ થયો જાહરે, ઓડમાં સુતી તે નાર;
હાથ ગલેથી કાહાડીઓ ઉઠી નારી તે વાર. ૧૧
ભર નીંદ્રાવસ કંથછે, વિચારયુ નારીએ તે કામ;
મુરખ જાતએ માનુની; પછે તાંસુ કીધું કામ; ૧૨

છપ્પો.

મુરખમાં મુરખને નાર અહંકાર અતીશે આણે;
મુરખમાં મુરખને નાર. મમત પોતીકો તાણે;
મુરખમાં મુરખને નાર, દયા ન આવે તેને કદી;
મુરખમાં મુરખને નાર, વાત નવ મુકે લીધી;
સુરો પુરો રાજવી, રંગ રૂપ તેને કશો;
તે વિતાને મન કશો, વાહાલો તેને મન વશો. ૧

ચોપાઈ

તે નારીએ અતી મુરખપણું પછી તે કામ કર્યુ નારીએ ઘણું;
ભર નીંદ્રામા દીઠો ભરથાર. કાઢયો કામનાએ કટાર. ૨
ઢીચણ મુકયાં છતી ઉપરે, કટાર લઇ મુકયો છે ગળે;
બાઢે પરપોટા આવ્યા સહી જીવ ગયો તેનો તતક્ષણ તહી
પેલો શોમદત જુવે છે દ્રષ્ટ ઘણું તે પામ્યો કષ્ટ;
થરથર ધ્રુજવા લાગ્યા દેહ, હટફટ નારી શુ કીધું એહ. ૩
ચાદરમાં બાંધી ગાંસડી. માથે મુકી બાહાર નીસરી
જઇ નાંખ્યો તેને દરીયા માંહ, પછી આવી ઘરમાં તાંહ ૪
પછી બોલી શોમદત પ્રતે વાણ, એ સ્ત્રીચરીત્ર જેયુ નીરવાણ
તારે શોમદત કહે સાંભળ નાર મીથ્યા મારયો તારો ભરથાર
એમાં સ્ત્રીચરીત્ર શું કહેવાય. તને મારતાં કેમ ન આવી દયા;
હજી બાપને ગણ્યો નહી, સુખ દુઃખની વાતો કીધી નહી
ત્યારે નારી કહે સાંભળજો જાર. તારા ઘરમા એવીછે નાર;
સ્ત્રીચરીત્ર મંગાવે સહી, તેનું પ્રાક્રમ દરે નહી; ૭

ત્યારે શોમદત્ત કહે કહુશુ કથી. મારે ઘેર એવી નારી નથી
સતી સાધવી છેરે નાર, એવું કામ ન કરે લગાર ૮
રતનમાલ કહે આવશુ તમ ઘેર, સઘળી બતાવીશુ પેર.
તને સ્ત્રીચરિત્ર આપવાને સાર, મેં માર્યો મારો ભરથાર ૯
હવે તમે કરો એક કામ. પાછા જાઓ ગુણકાને ધામ.
વાત સરવ માંડીને કહો, થોડા દીવસ ગુણકા ઘેર રહો. ૧૦
તે ગુણકાને લઈને શાર, પાછા પુરૂષ થઈ આવજો આહાર
એવા બોલ નારીએ કહ્યો, શોમદત્ત ગુણકાને ઘેર ગયો, ૧૧
વાત સરવે માંડીને કહી એ વાત એટલેથી રહી;
એટલે ત્યાં ઉગ્યો સવાર, સઉ સુતા ઉઠયા તે હાર. ૧૨
શીવદત્ત શેઠ ઉઠયાં ત્યાં સહી, બેઠા વિચાર કરેછે તહી;
રતનમાલ પણ ઉઠીનાર ઘરમાં કામ કરે છે સાર ૧૩
દીવસ પોહોર ચડોછે સહી, શીવદત્ત શેઠ બોલ્યા તહી;
આજ ભાઈ કેમ ઉઠયા નથી, દીવસ ચઢી ગયો સરવથી ૧૪
એક ચાકર બોલાવ્યો તે હાર, જાઓ કુંવરને ઉઠાડો સાર
કહીએ દીવસ ચઢોછે ખરો. બાહાર આવીને દાતણ કરો.
આ રતનમાલ જે શુંદર નાર, તેણે રસોઈ કરી તઈયાર;
આપણે ભોજન કીજીએ આજ તેરવરસે લાવો લીજીએ.
ચાકરે આવી કીધા સાદ. પણ કોઈએ ન દીધો જવાબ;
સાદ ઘણાએક પાડયા સહી, પછે ઓરડો ઉઘાડયા તહી ૧૭

દોહરા

ઓરડો ઉઘાડયો ત્યા સહી, ન મળે સાહાનો તંન;
પાછો આવ્યો શેઠકને કરજોડી કહે વચન ૧
ઓરડામાંતો કાંઈ નથી, અમે જોયા ખુણાચાર;
સેજ શુની પડી તહીં, પણ તમ પુત્ર ન મળે લગાર ૨
ત્યારે શેઠે વિચારયુ મન વિષે ઉઠો હશે સવાર;
પ્રાતસકાળે ઉઠીને ગયો હશે કંઈ બાહાર. ૩
વહુ પાસે સસરો આવીઓ બોલ્યો એમ વચંન;

કંથ તમારો કયા ગયો, પ્રાતસકાળે ઉઠી પાવન. ૪
ત્યારે વહુ કહે સસરા સુણો શું પંડયું આપણું કાજ;
શું કરૂં ગારાનાતજી મને કહેતા આવેછે લાજ. ૫
લક્ષણવંતાએ લક્ષણ લહ્યું એ.૭ લાખ ટકાની લાજ
તે તન આગળ શું કહુ, તમ પુત્રથી આવ્યાં વાજ ૬.
એમ કહી જળ નયણે ભરયાં, સાંભળો સસરાજી વચન
હવે લાજ ઇજત રહેશે નહીં, એવું કીધું તમારે તન ૭
હવે ઇજત જશે સહુ લોકમાં લુંટાશે ધનમાલ;
આબરૂના થશે કાંકરા એવું કીધું તમારે બાળ. ૮
કાલ રાતે આવ્યા મોહોલમાં. ત્યારે દીઠી પેલી નાર;
તમ મુને સોપીતી શેઠજી જેનો પરદેશ ગયો ભરથાર ૯
બરજોબન દીઠી ભામની તેણું લલચાયું તાં મન;
મુને કહ્યું આ કોણછે એને દીધું આસાંધન. ૧૦
મેં કહ્યું નારછે પારકી એનો પરદેશ ગયો ભરથાર;
તે સાહુકાર જાણી સોંપીગયો એઆપણો નહીં વેહેવાર ૧૧
તારે રીશ મુજપર કીધી ઘણી, ઉપરથી અદકી ગાળ;
ભોગવું છું એ ભામની, મને એ ઉપર બહુ ખ્યાલ. ૧૨
મારૂં કહ્યુ માન્યું નહીં, નેં કીધો તે શું જાર.
પછી સવારે ઉઠી જોયુ સહી, તો નથીએ શેજમાં ભરથાર
બારણાં ઉઘાડયા ઓરડા તણા, નહીતો પેલી નાર
શુ જાણીએ તે શું થયુ, કયા ગયા રાડને સાંઢ;
સસરાજી સાચુ કહુ, ગમેતો મુજને ભાંડ. ૧૫
સસરો સુણી વિસમે થયો, સાચી વહુની વાત;
સાસુએ સાચુ માનીયું પછે ઘસવા માંડયાં હાથ. ૧૬
તે નારી લેઇ જતો રહયો, શી થાશે પેર;
દીકરાએ દુ:ખ દીધું ઘણું મોટો કીધો કેર. ૧૭

હાય હાય હવે શું કરૂ, એમ શીવદત્ત કરે રૂદન;
એ વહુનું કહ્યુ માન્યું નહીં એવો મુરખ તન. ૧૮
ડાટ વાળ્યોરે દીકરા અણઘટતું કીધું કામ;
સહુ લોકને જવાબ શું દઉ વેપારી આવ્યા આ ઠામ ૧૯
હવે ક્યાં જાઉને ક્યાં રહુ એમ કહી કુટે છાતીને શીશ;
રોવા લાગ્યો ડોસલો પાડીને બહુ ચીશ. ૨૦
જુલમ કરયોરે રાતમા હવે શી થાશે પેર;
કાલે કંથ આવશે વહુ માગવાને ઘેર, ૨૧
હવે ઝેર ખાઇને હું મરૂ કે જળમાં જઇ ઝંપલાઉ
કંઠે ફાંસો ઘાલી મરૂ, કે હાથે વિખ ખાઉં. ૨૨

છપો

ગયો વિદેશી જન, કુશળ કોઈ એક દીન આવે;
ગઇ આવેછે નાર, ગએલું ધન પણ આવે;
ગઇ આવે વિદ્યાય, જો દીન પ્રતે ગાવે;
એક ગયુ ન આવે જોબન. એ અવસર કોણ કાજનો;
સામળભટ સાચુ કહે, ગુણ લાખેણો ખોયો લાજનો. ૧

ચોપાઇ

હવે લાજતો માહારી જશે અરે વહુ હવે શી વલે થશે;
આજ દીન સુધી હું તો નરયો દીકરાથી હું નવ ઠરયો. ૧
ત્યારે વહુ કહે સસરાને સાર, તમો દુખ ન ધરશો લગાર;
તે આવે ત્યારે કહેજો તમો, એને જવાબ દેશુ અમો. ૨
તમો શાને વિખ ખાઇને મરો, ઉઠો હમણાતો ભોજન કરો;
જે થનારૂં હશે તે થસે, પરમેશ્વરને ગમશે તે હશે. ૩
તમારૂ નવ દેવા દઉ નામ, અમો કરૂ એવું કામ;
ત્યારે સસરો કહે વહુ સાબાશ, મારે તારી મોટી આશ. ૪
શુ કુળમા પ્રગટી રતન મુરખ પેટ આવ્યો છે તન;
અરે વહુ તને લાગુ પાય. એવું કરજે જે સોભા નવ જાય ૫
એમ કહીને છાના રહ્યા, પછે ઉપાય તેનાં શા થયા;

દીવસ થોડા થયા જ્યારે, ગુણકાએ શું કામ કરયુ તાહરે ૬
પેલા શોમચંદને કહી એ વાત, ચલો હવે અમારી સાથ.
પાછા પુરૂષ થાઓ તે ઠામ જેવું સોમદત્ત એવું નામ. ૭
તે ગુણકાએ સાથે લીધો સહી, આવ્યા શીવદત્તનું ઘરછે તહી.
આવ્યા પેલી નારના કંથ જે ગયોતો વેગળો પંથ. ૮
માટે એની કન્યા દીજીએ તમને ઓશીંગણ શું કીજીએ;
સાંભળી શેઠે તેની વાંણ દેહમાંથી ગયોછે પ્રાણ. ૯
દીગ મુઢ થઇ ગયો તે વાર, મુખે બોલાતુ નથી લગાર;
ત્યારે ગુણકા બોલી વચંન, કેમ શેઠ ઉતરયુ વદન. ૧૦
ફેલ કરી નયણે જળ ભરો, વાણીઆ ઉદાસી સાને કરો.
એમ પારકી વસતુ કેમ ઓળવાય, ફેલ કરેથી નહિ રખાય ૧૧
આપો નારી પછે મટે શોક નહીતો મળવશુ ગામના લોક;
શાહુકાર, જાણીને આપીનાર, તે માટે તમારો રાખીએ ભાર
જુઠા પડશોને આબરૂ જશે, હાણ અશારત જોતામાં થશે. ૧૨

દોહરા

ત્યારે શીવદત્ત શેઠ એમ બોલીયા, શીદ ચઢાવો આળ;
કાં અબળા બોલો તમો મારા જીવને જ જાળ. ૧
સાચુ કહુ સહુ દેખતા જુઠે ઇશવરની આણ;
તે નારીતો લેઇ ગયો અમારો પુત્ર શેતાન. ૨
તરત વિદેશથી આવીઓ, ઘરમાં રહયો એક રાત;
તે નારી દેખી મન ચળયુ તે લઇ ગયો પ્રભાત. ૩
તેર વરશે આવીયો, મારો લાડકવાયો તંન;
જશ કીરતી લાવ્યો ઘણી, વળી લાવ્યો ઘણું એક ધંન. ૪
ઘરમા વહુછે સાધવી, વળી રૂપનું ધામ;
તેણે શીખામણ દીધી ઘણી, નવ માન્યું સંતાન. ૫
કુબુધી થઈ કુંવરને, ઉપની ખોટી મત
સુખ દુખની વાતો કરી નથી, તેને લેઇ ગયો મુરખ જટ. ૬
હવે ગુનેગાર થયો તાહરો, જે કહોતે સાંભળી રહુ;

જેમ મન માને તમ તણું, જે કહો તે તમને દઈ. ૭
હવ શોર બકોર કરશો નહી, ન જણાવશો ગામનાલોક;
કરજોડી હું કરગરૂં, શાંત પમાડું શોક. ૮

ચોપાઈ

એવાં સેઠે કહ્યાં વચન સુણી ગુણકાને ચડી આગન;
શેઠ જુઠું બોલોછો તમો. રાવલે રાવ કરૂંછુ અમો. ૧
મારે ધન માલ કાંઇ જોઇતુ નથી. નારીએની આપો સરવથી
શેઠ કહે સાંભળજો વાણ, જુઠું બોલુ તો ઈસવરની આણ ૨
બીજી વાતે મનાવું મન: અસ્ત્રી લેઇ ગયો છે તન
તું કહેતો આપુ સહુ વાહાણ. તે વાતે શાક્ષી શ્રી ભગવાન.
ત્યારે સોમદતે માંડયું રૂદન, મારીસ્ત્રી અતી પાવન,
ધન માલને હું શું કરૂ, અસ્ત્રી વીનાતો નિસ્ચે મરૂ. ૪
એમ સોર બકોર કીધો જાહરે, ઘરમાંથી વહુ આવી તાહરે
એરે સસરાજી આ શી રાઢ, કેમ માંડી બેઠા છો વઢવાડ
સસરોએ ત્યાં જોડયા હાથ, વહુને માંડી કહી સઊ વાત;
ત્યારે વહુ કહે ઘરમાં આવો તમો એનું મન મનાવું અમો ૬
ઘરમાં તેડી કહ્યું વરતાંત, બાગી તે દાસીની ભ્રાત
એ ફજેતી કરશે આ વાર, લોક મળવસે અપરંગપાર ૭
એની શાથે જઈશુ અમો, માટે હું કહુ તેમ કરોને તમો;
એ કામ આપણું થાતુ હોય, જેમ ન જાણે બીજુ કોય. ૮
સસરો સાંભળી તે વચન, શ બારા છે વહુ તમને ધંન;
સાબાશછે તારી જાતને શાંબાશ તારાં માત તાતને. ૯
મારૂં દુખ તમથી ન ખમાય, આબરૂ રાખવાતો તું જાય;
એવું કહીને આવ્યા ત્યાંય, સોમદત ગુણકા બેઠાછે જયાંય ૧૦
કહો ભાઈ હવે કરવું કેમ. તમ્મ બતાવો કરીયે તેમ;
કહોતો ઘરનું શોંપુ સહુ, કહોતો દીકરાની સોંપુ વહુ. ૧૧
વહુછે લક્ષણ ગુણ ભંડાર. અમારે પણ વહુનો આધાર;
રતનમાંઝછે જેનું નામ, કહોતો આપું કરી પ્રણામ. ૧૨

ત્યારે સોમદત કહે એમ કેમ થાય, પારકી વસ્તુ કેમ લેવાય
વળી પણ ત્યાં બહુ ધંન એ કયાંથી ગમે મુજ ગંન. ૧૩
ત્યારે ગુણકા બોલી સોમદત સાથ, માનો શેઠ કહેછે વાત
હોનાર વસ્તુ એમજ થઇ બાકી શેઠનો વાકજ નહીં. ૧૪
સેઠ કહેજે માનો તમો, વહુ ઉપર પાંચ વાહાણ આપુઅમો;
શોમદત કહે હવે કરીએ કેમ તમે કહોછોતો કરીએ તેમ.
અમારૂ મનતો માને નહી, પણ તમારી વાતતો રાખવી સહી
તમ શેઠ શાહુકારછોં સાર, ઝાઝુ કહીએ તેમાં નહીં વેહેવાર
પછે પાંચ વહાણને વહુ દીધ, એ વાતનો લખાવી લીધ;
શોમદત કહે અમારૂ બહુ પાપ, અમને લાગ્યા બહુ સંતાપ. ૧૩
દીકરો ગયોને વહુ પરગઈ, મારી પાશે રહ્યુ નહીં કાંઇ;
એ વહુવડે મારૂ ઘર શોભતું શુંદર સોભાથી અતી ઓપતુ ૧૮
તમાંતો સહુ ઉકીવાટ, દીકરાએ વાળ્યો બહુ દાટ;
વહુગઈ મારી સરવથી. મારી આબરુ જવા દીધી નથી ૧૯
એ વહુએ મારી રાખી લાજ નીકર મારૂ કરત કોણ કાજ
સાખાશરે વહુ સુંખીઆ થજો, કામકાજ મુજને કહાવજો ૨૦

દોહરા

ત્યારે વહુ કહે સસરા શણો, શાને દુખીઆ થાઓ;
તમ અમ સંબધ એટલો, સુખે માહોલમો જાઓ ૧
એમ કહી પગે પડી. શાશુને લાગી પાય
બોલ્યું ચાલ્યું ગણસો નહીં. એમ કહીને થયાં વિદાય
પડી ચતુરા વાહાણમા, સાથે લીધો સોમદત;
હવે કસતુરાવતી કહેરાપણી એવી નારીની મત. ૩
હવેત્યાંથી ચાલ્યા બેજણા ભર દરીઆ મોઝાર
ત્યારપછી શું નીપનું તેનો કહુ વીસતાર. ૪
ચાલ્યા વાહાણ તે જોરમાં માંહે બેઠાંછે નરનાર;
ત્યારે સોમદત કહે સાંભળો, મારા મનનો વિચાર. ૫
માટે ઘેર જવાય નહીં. મારે એની લાગેછે બીક;

કહે અસ્ત્રીચરીત્ર લાવ્યા નહી શું કામ કર્યુ એ ઠીક
વાહાલાને આગળથી મોકલ્યુ મારૂ ન લાવ્યા લગાર,
ત્યારે ઉતર શું આપીએ, માટે ઘેર કેમ જવાય. ૭
તારી સ્ત્રી પણ ભોગવે પર પુરૂષ શુ જાર;
તમને ખબર તેની નથી, તે દેખડાવીશુ ભરથાર. ૮
નગર તમારૂ કેટલે તે સાચી કહોને વાણ
નગર સમીપે આવે સહી, તાં નાગરીએ વાહાણ. ૯
આગળ સસરાનું ગામછે તે પણ ત્યાંથી જોજન વીશ
રતનમાલ કહે કંથજી, જયારે આવે સસરાનુ ગામ;
ત્યારે અમને ચેતાવજો, વહાંણ નાગરશુ તેઠામ ૧૧
તે નગરગાં ખબર કઢાવજો, કદી પીયરમાં હોય નાર;
તે હવે શમીપે આવ્યુ શહી, ત્યાંથી જોજન ચાળીશ;
અસ્ત્રીચરીત્ર દાખવું જેમ મન માને ભરથાર ૧૨
એમ કહી વહાણ હંકારીયાં આવ્યા જોજન વીશ;
સોમદત કહે નારી સુણો આ સસરાનું ગામછે ધીસ.
વાહાણ નાગરયા તે બંદરે, પછે મન કીધો વિચાર;
પુરૂષ વેશ પોતે ધર્યો રતનમાલ જે નાર.
ગછવો મુકાવ્યો તાંથકી, બેહાં નર ને નાર;
ગુમાશતાઓ સાથે લઇ, આવ્યા સસરાને દવાર. ૧૪
શામાની સાથ એક વાણીયો, ત્યા બેહાં બેઉ જણ હાર;
પુછ્યું તેહ વણીકને, આ છે કોનો અવાસ. ૧૫
એક દીપચંદ નામે વાણીયો શાહુકારમાં રૂડી જાત;
વેપાર કરેછે વહાણનો, જુગમાં બહુ વિખ્યાત. ૧૬
એને પુત્રી એક પરીવારમાં. કનકાવતી જેનું નામ;
તેનો પેઉ ગયો પરદેશડે, માટે રહેછે આણે ઠામ. ૧૭
વાત તો એવી સાંભળી, ચેતી ચતુરા જાણ;
તાંહ થઈ ચાલ્યા સઉ, આવ્યા જયાં છે વહાણ ૧૮

રતનમાલા કહે કંથને, રાતે જઈયે નગર મોઝાર;
ચરચા જોઈએ તુજ નારીની, શીઘ્ર પમાડું પાર.
ખાન પાન કીધાં તહીં, એવે પડી ત્યાં રાત;
ગાછવો મુકાવ્યો તે સંમ, ઉતર્યાં બેજણ સાથ. ૨૦
ચરચા જોવા કારણે ચાલ્યાં નારીને કંથ:
જોતાં જોતાં સંચર્યાં જ્યાં છે મેહેલનો પંથ. ૨૧
મેહેલ જોયો તે નારનો, પછે ગયાં તે પાછલે બાર;
ત્યાં દોરડું નારીએ બાંધીયું, તે દીઠું નર ને નાર. ૨૨.

ચોપાઈ.

નારી કહે ઉપર ચઢો રાય, જઈ કરો પછી સઘળે દ્રષ્ટ;
ત્યારે સોમદત કહે કેમ જવાય, મારી નાંખે મુજને ઘરમાંહ. ૧
નાર કહે તારું નહી કામ, હું જઈને જોઉં તે ઠામ;
એમ કહીને ઉપર ચઢી, જઈ બારી પછવાડે આડી. ૨
સરવે કાઢયું આં  કી તળે, જુવે તો જાર વળગ્યોછે ગળે;
ભર નિંદ્રામાં સુતાંછે બેય, વસતર નથી નગન છે દેહ. ૩
તે જોઈને હેઠળ ઊતરી, સ્વામીને કહ્યું તે ફરી;
ત્યાં ભર નંદ્રામાં સુતી નાર, પાસે સુતોછે તેનો જાર. ૪
જાઓ તમે ઊપર ભરથાર, ત્યાંહ નથી કોઈ મારનાર;
જઈ જારનું કાપો શીસ, અંતરમાં આણી બહુ રીશ ૫
સોમદત ચડો તેણીવાર, સુતાં છે નારી ને જાર;
ભર નિંદ્રામાં બે જણ શહી, કંઠે વળગી સુતાં છે તહીં. ૬
શોમદત્તે જોયું તે ઠાર, ધીક ધીકરે તુજને નાર;
રતનમાલનું સાચુ શહી, મેં મુરખે માન્યું નહી. ૭
હવે મુસ્તક કાપવા જાઉં જાહરે, કદી જાગી ઉઠે તાહરે;
તો મુને મારી નાખે શહી, એમ કહી પાછો ઉતરયો તહીં. ૮
તારે નારી કહે કેમ આવીયા, મસ્તક કેમ કાપી લાવીયા;

ત્યારે સોમદત્ત કહે ધરને મુજ હાડ. મારાથી નવ થાએ ઘાત;
ત્યારે કહે તું પુરો ગુમાર, એમ કહીને લીધી તરવાર;
પછી પોતે ત્યાં ઉપર ચડી આવી જ્યાં સુતાં જારને શુંદરી
ધીમે ધીમે ગઇ તે દાશ, જઇને જારનું કાપ્યું શીશ.
એટલી તેની હાથમાં લઇ મુસ્તક લાવી હેઠલ સહી. ૧૧
તે શીશ લઇને આવ્યાં બેય. દરીઆ કાંઠે આવ્યા તેહ:
મછવા વાળાને બોલાવ્યો જાણ, પાછા જઇને બેઠા વાહાણ૧૨
નારી કહે સાંભળો ભરથાર, આશ્ચર્ય નીરધાર.
ઇશકોતરામાં ઘાલ્યું હુલાસ, તાળુ દઇ કુંચી રાખી પાસ. ૧૩
તમો ઘેર જાસો જાહરે. નારી પીએરથી આવશે તાહરે,
સ્ત્રીચરીત્ર લાગ્યા ભરથાર, આ મુસ્તક ધરજો કર માઝાર.
હવે એ વાત એટલેથી રહી, પેલી નારીની શી ગત થઇ;
રાત પાછલી ગઇ જાહરે, તે જાગી ઉઠી તાહરે, ૧૫
તે નારીએ કીધો મનવીચાર, ઘેર મોકલી દઊં મારો જાર;
એમ વિચારી જગાડવા ગઇ, તો મુસ્તક વિનાની કાયા શહી
રૂધીર દીઠું અપરમપાર. નારીએ દુખ ધરયું અપાર;
પછે મન વિચારયું સહી, મારા જારને કોઇએ મારયો અહી
પછે મનમાં એક ધરયો વિચાર. ચોકીવાળે મારયો જાર
પછે ચાદરમાં બાંધી ગાંસડી. માથે લેઈ હેઠે ઉતરી ૧૮
નાંખી આવી તે દરીઆમાં જઈ, પાછી આવીને ઘરમાં રહી
તે વાત કોઇ જાણે નહિ લગાર, એટલે તાં થયું સવાર, ૧૯
શોક ધરેછે નારી સહી, એ વાતતો એટલેથી રહી;
નાગરાં વાહાણ જઇને ખાડીએ, વધામણી મોકલી બાપને
પેલાં વાયુ જોરથી આવ્યા જાણ, આવ્યા કોરે કોરે જાણ;
ધાઇ આવ્યાં તે માતને તાત, સાભળી પુત્રની વાત
નગર લોક પણ આવ્યાં સહી, માબાપ પુત્રને મળ્યા તહી;
ત્યાં રતનમાલ નારીછે જેહ સાસુ સસરાને પગે લાગી તેહ.૨૨

વહુ જોઈને હરખ્યાં માતને તાત. ઘેર આવ્યુ તે સરવે સાથ
બેઠાં માત પીતાને તંન, સહુ સાથે કીધાં ભોજન, ૨૩
વહુ દેખીને હરખે સઉ. રતનમાલ જેવી લાવ્યો વહુ;
હવે કનકાવતીની પેલી નાર, તેનો છે પીએર મોઝાર. ૨૪
તે પીએરથી આવી સહી સાસુ સસરાને મળીછે તહીં.
પુત્ર ઘેર આવ્યો જાહરે તેને તેડુ મોકલ્યુ તાહરે ૨૫
મળી શોક રતનમાલ જાહરે, અન્યો અન મળ્યાં તાહરે,
વાત વિગતની સરવે કહી, ઠામ ઠરીને બેઠાં તહીં

દોહરા.

રાત પડીછે જાહરે, સુતાં નરને નાર,
હાશ્ય વિનોદ કરે વારતા કામનીને ભરથાર. ૧
ત્યારે કનકાવતી કહે કંથજી, લાવ્યા અસ્ત્રીચરીત્ર
તો પ્રીત આપણી રહે, નહીંતો થાશે વીપ્રીત. ૨
ભાઈ ભોજાઇને આણી આપીયાં. આણી આપુ માતને તાત
તમો મારીવસ્તુ લાવ્યા નહીં, મેં વિચાર્યુ રૂદીઆ સાથ
તમો નારી બીજી પરણીઆ, મારો શો અટકાવ
મારી વસ્તુ નહિ મળે, ઊતાર્યો મુજ પરથી ભાવ. ૪
તાહારે કંથ કહે કામની. તું વાહાલી મુજને પ્રાણ;
તારી વસ્તુ લાવું નહી, તો થાય મુજને હાણ. ૫
આ કુંચી લો કામની, તમ હાથે ઉઘાડી લો;
સ્ત્રીચરીત્ર ખોટ કે ખરૂં, જવાબ મુજને દો. ૬
તે કુંચી લીધી કામની. ને ઉઘાડયુ તે વાર;
પુસ્તક રૂમાલમાં વીંટાયું, ત્યાં દીઠો પોતીકો જાર. ૭
તારે નીહાળીયું નારીએ. એ સાચી નીશાની સહી;
હવે ખોટું કેમ કહું, એમાં સંદેહ નહી. ૮

છપ્પો.

હોલવાઈ ગઇ તે નાર, અદ્રષ્ટની ચિંતા કીધી;

થરથર કંપે કાય, મનમાં ઘણુંએક બીની;
મુખે નવ બોલાય, મનમાં વિચાર આવે
મારા જારનું શીશ, એહ તો કયાંથી લાવે;
ટળી સુધ ને સાન તન નારીનું રોયું;
ઉલકી પડી ગઇ છેક, પાણી માતીનું ખોયું;
કમળ કરમાઇ ગયુ સેજમાં, એમ થઈ ગયુ તે નારને;
સામળ કહે સઉ શાંભળો જ્યારે દીઠો પોતીકા જારને. ૨

ચોપાઇ.

તે નારી તો ઝાંખી થઇ, ત્યારે કંથે વાણી કહી;
કેમ નારી જુઓછો અરપરૂ, આચરીત્ર ખોટું કે ખરૂં. ૧
ત્યારે નારીએ જોડયા હાથ, સ્તુતી કરવા માંડી સ્વામી સાથ;
ક્ષમા વાંક કરો માહરો, મેં ઘણો અપરાધ કરયો તાહરો. ૨
પગે લાગે તે નરને નાર, રીસ ન કરશો મહારો ભરથાર;
નારી નીચ થઇ છે કથી, ખુંની નારીમાં કાંઇએ નથી. ૩
તમો મહારા સ્વામી ચતુરસુજાણ, અનગુણ સાંખો ગુણવાન;
એમ કહી નયણે નીર ભરયાં, ત્યારે તહાં બોલ્યો ભરથાર. ૪
શાને નારી આવડું દુખ ધરો, તમે અપરાધ શાને કરો;
એવું હામોહામ મેં જોયું કથી. એમા વાંક તમારો નથી. ૫
સુખે નારી રહેજો તમો, એની રીસ નથી કરતા અમો;
તારે નારી પણ પામી હુલ્લાશ, સુખે રહી સ્વામીની પાસ. ૬
પછે મનમાં વીચાર્યું તે ઠામ, એ તે પેલી નારીનું કામ;
માહારો સ્વામી મુરખ ઘણું, શું સમજે ચરીત્ર ચતુરા તણું. ૭
પેલી નારી લાવ્યો ભરથાર, તે નારે કીધો હોંશીયાર;
દેખાડી દીધું મારૂં ચરીત્ર, તેથી વાત થઇ વીપરીત. ૮
પછી શોક્ય બે એકઠી મળી, વાત ગોષ્ટ માંહે હળીમળી;
ખાય પીએ ને દીન નીરગમે, કરે વિનોદ બંને જણ રમે. ૯
એ વાત અહીં પુરી થઇ, કસ્તુરાવતીએ બશાસને કહી;
એવાં છે નારીનાં ચરીત્ર, તો શું પુરૂષ જાણે રીત. ૧૦

દોહરા.

કસ્તુરાવતી કહે રાયજી, નારી ચતુર સુજાણ;
પુરૂષ બિચારો શું કરે આકલવનાનો અજાણ. ૧
તે સોમદત્ત સમજ્યો નહી, નવ સમજ્યો ભુલ્યો શેઠ;
પેલી ગુણકા મળી જાહરે, તારે ઠાક પોહોચાડ્યાં ઠેઠ. ૨
ગુણકાએ મળવી નારને, જેનું રતનમાલા છે નામ;
તે નારીએ ચરીત્ર કર્યું પાર પાડ્યું સહુ કામ. ૩
જો ગુણકા નાર મળે નહી, તો શું કરે શોમદત્ત રીત;
જો સો પુરૂષ એકઠા મળે. તોય ન જડે સ્રીચરીત્ર ૪

ચોપાઈ.

એવી વાત કરી જાહરે, રાજાને ગુસ્સો ચડ્યો તાહરે;
રક્તજ થઇ ગયાં લોચન ઉતરી ગયું રાજાનું મન. ૧
જુઠી વાત મુજ આગળ ભણો, પુરૂષને લેખામાં નહી ગણો;
હવે તારે મારે શાનો સંબંધ, તુટ્યો તારો મ્હારો બંધ. ૨
હવે તું નારી ને હું નર નહી, એવી બરાસે વાણી કહી;
નારીએ વિચાર્યુ મનમોજાર, રીસાઈ જાશે મારો ભરથાર. ૩
ઘણે દોહલે હું પામી કંથ વળી જતા રહેછે પંથ;
પછે કાલાવાલા માંડયા ઘણા, કસ્તુરાવતીએ બરાસતણા. ૪
સ્વામી એતો સેજમા વાત થઈ એનો ક્રોધ તમારે કરવો નહી
અસ્રી અલ્પબુદ્ધિ અજ્ઞાન, વાત કહીને થઇ અજાણ. ૫
મુરખ છે નારીની જાત ન જાણે વિવેક વિચારની વાત;
હવે મારા સમ જો ધરો દુખ, શા માટે ઉતરી ગયું મુખ. ૬
હવે આલિંઘન લીજીયે, એ વાતનો શોક મુકી દીજીયે;
નીસાસા મુકે વારંવાર પણ બરાસ નવ બોલે લગાર. ૭
પછી કસ્તુરાવતી પસ્તાઈ ઘણી, સ્તુતી કરે તે સ્વામી તણી;
નવ ખાધું નવ પીધું તહીં. રાત પડી ને સુતો જઇ. ૮
મુખે નથી બોલતો લગાર, સાંભરયો વજીર તણો કુમાર;
નારી કાલાવાલા કરે, બરાશરાજા મનમા નવ ધરે. ૯

નારી વળગવા જાય જાડરે, જુંછડી કાઢે તાડરે;
એમ કરતાં મધરાતજ ગઇ, નારી તો નિંદ્રાવશ થઇ. ૧૦
તારે ભરાસે વીચાર્યું મન, હવે તે ઊંઘી આવી જન;
દોરડું બારીયે બાંધ્યું સાર, તહાંથી નીકળી નાઠો બહાર. ૧૧
દરવાજા પાશે આવ્યો શહી તારે દરવાજો બીડયો તહીં;
જ્ઞાનોમાનો બેઠો તે ઠાર, ઉઘડતે દરવાજે નીકળ્યો બહાર. ૧૨
વળી લીધો છે ફકીરનો વેસ, રટણ્ કરેછે દેશોદેશ:
મનમાં એમ કરયો વીચાર, મળી જાય વજીરનો કુમાર ૧૩
એમ વીચારી ફરતો ફરે, વજીરસુતને મનમાં ધરે:
જો મળે મુજને મિત્ર સાક્ષાત, તો સુખદુખની કહીયે વાત.
એમ વિચારી ચાલ્યો જાય, જુવે વન ડુંગર ને ગુફાય;
એ વાત એટલેથી રહી, કસ્તુરાવતીની શી ગત થઇ. ૧૫

દોહરા

જયારે નારી નિંદ્રાવશ થઇ. રહી જયારે પાછલી રાત;
સ્વપ્ન લાધ્યું તે નારને, તે કહું વિસ્તારી વાત. ૧
જાણે સ્વામી રીસાઇ ગયા, બાંધી અંગ હથીયાર;
ત્યારે કાલાવાલા કરે ઘણા, તોય માને નહી ભરથાર. ૨
સ્વામી કહે હું કંથ નહી, તું નહી મારી નાર;
એમ કહી તરછોડી નારને, નાઠો ત્યાંથી ભરથાર. ૩
નારી છેડે વલગી પડી, ન જાશો મારા ભરથાર;
રોઇ ને ઘણું કલકળી, એટલે જાગી ઊઠી નાર. ૪
સ્વામી દીઠો નહીં સેજમાં, તારે પડી પેટમાં ફાળ;
મુરછાગત થઇ નારી પડી, હવે આવ્યું મારો કાળ. ૫
શીશ કુટે હઈડું હણે, તોડે માથાના કેશ;
હાય હવે હું શું કરૂ, કંથ મેલી ચાલ્યા પરદેશ. ૬

રાગ ઉદાશી.

કસ્તુરાવતી ઘણું ટળવળે, વલવલે મહેલ મોઝાર;

નીપટ નીરાશ મુજને કરી, એમ નવ ઘટે મુજ ભરથાર ૧
આવી બાત મેં શાને કરી, જેથી સ્વામીને લાગ્યું માઠુંરે;
એ રીસ ચઢાવી નાસી ગયા, એ દુખે પંડ ફાટુંરે. ૨
એકવાર સમુદ્રમાં પડી ત્યાથી પ્રભુયે લીધી ઉગારીરે;
વળી ભોગ અધુરા હતા તે મેં વાત એની કાઢીરે. ૩
ઓ કુમળા મારા કથજી, જુઓ રાંકડી સામુરે;
અલ્પ અપરાધ માટે તજી ગયાછો, મહા કષ્ટ તેથી પામુરે.
નવ ઘટે પ્રાણજીવન મારા આમ તજી જાવુંરે;
જો મુજને કહી ગયા હોત તો હું પણ પાછળ આવુંરે. ૪
મે જાણ્યું જે હાંસી કરૂંછું, હાંસીમાં થઇ હાનીરે
અરે પાપી મારા પ્રાણીઆ, કેમ બેશી રહ્યો ઘટમાં પ્રાણરે.
ઓ કરપુરસુંદરી મુજ માવડી, ઓ કપુરસેન તાતરે;
ઓ કસુંબા દેશના રાયજી, બરાસ તે મારો નાથરે. ૭
પેલે ભવ તરછોડેથી, હંસ તણો અવતારરે;
આ ભવ તરછોડી ગયાછો, મારા પ્રાણ જીવન આધારરે. ૮
હો પ્રભુ હું કાનીને કોણ તણી, મારૂં હઈડું ફાટુરે;
તમ વીના નીશ્ચે મારૂં કહાડું કહાતો પ્રાણરે. ૯
જો સંતાયા હોયતો છતાપડો, હવે નથી રહેતી ધીરરે;
પ્રાણજીવન પ્રાણ જશે, એમ કહીને ભરતી નીરરે. ૧૦
પેલે ભવે કરમ સહુ કરયા, કાંઇ પાળતાં છોરાવ્યાં બાળરે;
કે કાંઇ વિશ્વાસઘાત કરી, કે ફોડી સરોવર પાળરે. ૧૧
કે સ્વામગુની નિંદા કરી, કે કરયા કન્યા વિક્રયરે;
કે કુડાં ચડાવ્યાં આળરે, કે ગાંઠાને દીધી ગાળરે. ૧૨
એમ કરે વીલાપ કામની, ભામની ચોદીશે ભાળેરે;
પેલી વેહેલી જુવે વેહેલી, બળતાને કાં બાળેરે. ૧૩
પછે ભયાતુર થઇ મન વીચારે વાતરે;
હવે મળવું નહી થાય નાથજી, માટે કરૂં દેહની ઘાતરે. ૧૪

પછે દેશ તણો ફાંસો ઘાલ્યો વળી વીચાર્યું મનરે;
એમ જીવ કાઢે સીધી નથી, માટે ખોળુ મુજ ભરથારરે. ૧૫

ચોપાઈ.

પછે વિચાર્યું મનમાં નાર, રડે જડે નહી ભરથાર;
માટે ધીરજ રાખું મન, ખોળવાને કરૂ ઉદ્યમ. ૧
પાછલી રાત્રી જ્યારે થઇ. લીધો પુરૂષનો વેશજ સહી;
સુંદર શોભે તેની કાય જાણે કોઇ પ્રથવીનો રાય. ૨
જેના તેજથી સુરજ ઝંખવાય, પુરૂષ દેખે તે લજવાય;
અશ્વ પાખીપંચો સજ કર્યો, તે ઉપર તે સ્વારજ થયો. ૩
નીકળ્યો ત્યાંથી રાતોરાત, કોઇએ ન ઓળખ્યો સ્ત્રીની જાત;
અશ્વ મારી મેલ્યો તહીં, અઘોર વનમાં ચાલ્યો વહી. ૪
કાંઇ નવ ગણે લેખા માંહ્ય, ખેડ ખેડ કરતો જાય;
એમ દેશાટન કરતા બહુ રહ્યા, પછે તેના ઉપાય શા થયા.૫
એક સુબાહુ નામે રાજન, તેનો વીરભદ્ર નામે તન;
તે મૃગીયા રમવાને જાય, તે આવ્યો વનના માંહ. ૬
તે મારગમાં જાય જેટલે, પેલો પણ મારગમાં મ ચો તેટલે;
તે વિચાર કરેછે મન, નખશીખ નીહાળુ તેનું તન. ૭
તેણે વિચાર કર્યો સરવથી, એ નારી છે પણ નર નથી;
પાસે જઇ તે ચરચા જોઉં, મારા મનનો સંદેહ ખોઉં. ૮
એમ કહીને પાસે ગયો, પાસે જઇને બોલજ કહ્યો;
ઘોડો લગભગ લીધો પાસ, મુખથકી બોલ્યો હુલાસ. ૯
કોણ રાજાના છો કુમાર, પ્રાક્રમ દીસેછે અપરમપાર;
એકાએક એકલા છો જાત, સાથી સંગાથી નથી કોઇ પાસ.૧૦
તેણે પણ જુહાર કીનો સહી, પછી મુખથી વાણી કહી;
તમો પણ ક્ષત્રીના તન, કેમ એકલા આવ્યા વન. ૧૧
કરપુરાવતી નગરી તે સાર, તહા તણા અમો રહેનાર;
કામસેન છે મારૂં નામ, આવ્યા મરગીયા રમવા કામ. ૧૨
ભુલા પડ્યા ને વનમાં ભમ્યા, દુખ બહુ દેહમાં સમ્યા;

તારે બોલ્યો વીરભદ્ર રાજન, જાસો કપુરસેનનો તન. ૧૩
આ સમીપે નગરી છે સાર તહાં પધારો રાજકુમાર:
થાક ખાઓ ને સુખીયા થાઓ, દીવશ એક રહીને જાઓ.
તારે કામસેનો વિચારી પેર, ગયો તેની સંગાથે ઘેર.

દોહરા.

ઘેર આવ્યો ગુણનિધી, વપુએ વિચારી વાત;
જાણી ચરચા એહની, જે થાય દીવશ ને રાત. ૧
જો આ ઠરશે નિશ્ચે સહી રાખી ઘરમાં નાર;
ભોગવીશ ભાગની આપથી, મન વિચાર્યું તે ઠાર. ૨
રાતદીવશ ચરચા જુવે, ચાકરી કરે અનુદીન:
પણ પલક એક પકડાય નહી, નાવે સમજણ મન. ૩
તારે વીરભદ્ર એમ બોલીયા સાંભળ કામસેન મુજ મિત્ર;
એક ગુણ વાત તમને કહું, તું છે પરમ પવિત્ર ૪
નાર છે સુંદર અતીઘણી, મુજ માનીતી છે સાર;
તેને તન મન જુદુ નથી, પ્રીત છે અપરમપાર. ૫
તેણે મુજને દેહ સોંપી સહી, તન મન મારી પાસ;
તે ભામની ને હું ભોગવું, કરૂંછુ રંગ વીલાસ. ૬
હવે તમે મારા મિત્ર થયા. વળી છીયે એક જાત;
માટે તમારી આગળે, ભાગી મનની ભ્રાંત ૭
માટે એક મીજમાની કરીયે સહી, મારી વાડી માંહ;
તે નારી પણ આજે આવશે. તમો જરૂર આવજો તાંહ.
ત્યાં ખાનપાન કરીએ બહુ જંગા, આપણે ભોગવીયે નાર
મીત્ર માટે તમને કહું, બીજાને કહું ન લગાર. ૮
સરખે સરખા બે જણા, માટે કહી મે વાત;
એ સ્ત્રી રંભા છે સહી, આપણે રમીશું આખી રાત.
વળી કોઇ જાણે નહી, એવું કરીશુ કામ;
માટે બે ઘડી રાત જતે તહાં, જરૂર આવજો ઠામ. ૧૧
ત્યારે કસ્તુરાવતીએ વીચારીયું, શું એ કરે મુજ કાજ;

કાંઇ બુદ્ધિ લગાડું આ સમે રાખું મારી લાજ. ૧૨
પછી બુદ્ધિ વિચારી બોલીયો, સુણ્ વીરભદ્ર રાજન;
વાત તમારી સાંભળી, ઘણું હરખ્યું મુજ મન. ૧૩
કારણ મારા મન તણું. તે સંભળાવું વરતાંત;
તમ મારા મિત્ર છો માટે ભાગુ તમારી ભ્રાંત ૧૪

### ચોપાઇ

એક વારને સમે શું થયું, તે તમ આગળ માંડીને કહુ;
એક હુંને મારો મીત્રજ સાર નીકળ્યાતા બગીચાને બહાર
ને હરણ બહુ દેતાતાં ફાળ, અમ એકએ આણ્યો પશુનો કાળ
એટલામાં શુ કૌતક થયુ, અરે મીત્ર તમને શું કહુ ૨
એક મ્રગલો મ્રગલી બેઉ જણ', રહેવાશી તે વનજ તણાં;
તે નરનારીને સ્નેહજ ઘણો, હીવણે વીહાર કરે તે તણો. ૩
અમને તેનું નહોતુ ભાન, મે અજાણે માર્યુ બાણ;
તે મ્રગને તે વાગ્યુ જઇ, રંગમાં ભંગ પડયો છે તહી. ૪
તે મ્રગનાતો ગયા પ્રાણ, ત્યારે હું પાસે ગયો નીરવાણ
મ્રગલી બેઠી કરે રૂદંન, પછે કરોધે બોલી વચંન. ૫
ધીક ધીક કહ્યું તે વાર, કહ્યુ રાજા તને ધીકાર;
તેં રંગમાં ભગ કીધો સહી, હવે તુ જીવવાનો નહીં. ૬
અરધો વિહાર કહયો તે ઠાર, એવામાં તે મારયો ભરથાર;
પુરૂષ સંગ કરવા ન દીધો આનંદ શુ, અધવચલીધો મ્રગનો પ્રાણ
તે માટે શ્રાપ દઊંછુ અમા, ચેતવું હોયતો ચેતજો તમો:
તુને તારી સ્ત્રી સંગ કરશો જાહરે, અધવચ તુ મરશે તાહરે. ૮
પુરો સગ થવાનો નથી, અધવચ પ્રાણ જશે સરવથી;
જારે આવી કહી મ્રગલીએ વાત, થરથર કાંપ્યા મારા ગાત્ર.
ન રહી મારા મનની ધીર, નેત્રથી વહયાં બહુ નીર;
કાલાવાલા માંડયા ઘણા વીનય કરયાં તે મરગલી તણાં. ૧૦
મારી નારી ચતુર સુજાણ મુજને જાણે તનમન પ્રાણ;
હજીતો ઈછા મનમાં રહી, ભોગ પુરા ભોગવ્યા નહી. ૧૧

ત્યાં નારીને મન આરત ઘણી, ભોગ વિલાસ ભોગવવા તણી;
તેની પુરી પડી નહી આશ, હવે ભોગવું તો થાયે નાશ ૧૨.
મેં અજાણે કરી વાત, જાગ્યા વીના કીધી ઘાત;
માટે ક્ષમા કરો સરવથી એનો શ્રાપ દેવો ઘટતો નથી. ૧૩
ત્યારે તેને આવી દયા, એવા દીનના બોલજ કહ્યા;
કહ્યું જે અસ્ત્રી ભોગવજો આપ, તે શ્રાપ મેં કીધો માફ. ૧૪
તમો સ્ત્રી સંગ કરશો જાહરે, નિશ્ચય ત્યાં મરશો તાહરે;
એવું કહીને મૃગલી ગઈ, મારા જીવને શાતા થઇ. ૧૫
એવો શ્રાપ મુજ માથે સહી, માટે પરસ્ત્રી સંગ થાયે નહી;
તમતો કહોછો સુમને કામ, પણ મારૂં ભાત લખ્યું તે ઠામ.
માટે સુખે રમજો તમો, તેની સાથે નહીં રમીએ અમો;
અમથી તહાં નહીં અવાય, એવું કહી સમજાવ્યા રાય. ૧૭
તે પણ માન્યું સાચું સહી, એ વાત કાંઇ જુઠી નહીં;
હવે હું પ્રપંચ કરૂં સાર, એનો નિશ્ચે કરયો નીરધાર. ૧૮
એમ વિચારી વીરભદ્ર ગયો, પછે કામસેનને અંદેશો થયો;
રખે એ કાંઇ ચહાતો હોય, ચરચા મારી નિરચે જોય. ૧૯
માટે અહીંનાં રહેવું નહીં, એવું વિચાર્યું કામસેને તહીં;
સતોરાત ત્યાંથી પરવરયો, વળી અઘોર વનમાં નીસરયો. ૨૦
દર મજલ તે ચાલ્યો જાય, કોઇને ગણે નહીં લેખા માંહ;
એમ દીવસ ઘણા ગયા વહી, એક નગર આવ્યું તહીં ૨૧

દોહરા.

એક નગર રળીયામણું, જાણે ઉગ્યો ભાણ;
તે નગરમાં કુંવર ગયો, જે કપુરશેનનો તન. ૧
ઉતરયો જઇને વાડીએ, અશ્વ બાંધ્યો તે વૃક્ષ;
શોભા નઉતમ તે તણી, જોયા કરે સઉ ચક્ષ. ૨.
સુતો સોડ તાણી સહી. નિંદ્રાવશ થઇ દેહ;
એટલે માલણ વાડી તણી, વાડીમાં આવીછે તેહ. ૩
સુતો દીઠો તે જંનને, માલણ વિસમ થાય;

તે પાસે આવી જેટલે, એટલે ઝબકી ઉઠયો તંન. ૪
ત્યારે માલણ કરજોડી રહી, વિનય કરી બોલી વાંણ;
તમે કાણ દેશના અધીપતી ગોણ તણા સંતાન. ૫
કયાંથી આવ્યાને કયાં જશો આ નગરમાં શું છે કામ;
બાજે દેશમાં બાહાર નીસરયા, શુંછે તમારૂં નામ. ૬
તારે રાજકુંવર કહે માલણી, મારા મનની વાત;
અમો કપુરશેન નગરીનો અધીપતી, કપુરશેન મુજતાત.
કામશેન નામ અમતણું, તે મ્રગીયાને નીકળ્યા બાહાર;
અમ આહાવનમાં ભુલા પડયા, તે આવી પોહા આ ઠાર
હું તુને પુછું માલણી, આ નગરનું શુંછે નામ;
રાજા એનો કોણછે, સુખ દુખ કેવાછે કામ. ૯
રાજાને પરીવારછે કેટલા સુખ દુખ વરષને હાંણ;
તે સઉ અમને કહો સહી સંભળાવો સાચી વાણ. ૧૦
ત્યારે માલણ કહે રાજા સુણો તે કહુ સઘળુ વરતાંત;
તમો મંદીર આવો માહરે તો ભાગુ મનની ભ્રાંત. ૧૧
તે રાજકુવરે એવું સાંભળી, મનમાં થયો મગન;
ત્યાંથી પોતે ચાલીયો, આવ્યો માલણને ભોવન; ૧૨
માલણ હેત ધરે ઘણું, જાણે પેટનો તંન;
ત્યારે રાજકુંવર કહે માલણી, મારા મનની વાત, ૧૩
આ નગર દીશે રળીઆમણું, એનો કોણછે રાજાય;
સુખ દુખ કેવું શેહેરમાં તે શાચી કહો વારતાય. ૧૪
તારે માલણ કહે સુણ અધીપતી, આ નગરનું વરણન
તે તમને પ્રિતે સઘળે કહું, તે સાંભળજો રાજન. ૧૫
હવે માલણ કહે સુણો રાયજી, તે નગરની સોભાય
સુખ દુખને હાણ વરધ, કહુ સરવે વારતાએ. ૧૬

ચોપાઇ

તારે માલણ કહે સાંભળરે રાય, આ ચંદનાવતી નગરી કહેવાય
ચંદનશેન રાજાનું નામ, ચંદનાવતી નારી અભીમાન. ૧

એક ચંદ્રમુખી કંન્યાય બીજી સતી નથીરે કોય;
રાજ રામની સરખું સહી, સુખ દુખ કોઈ જાણે નહીં. ૨
ઘેર ઘેર સદાવરત અપાય. ઘેરઘેર હરી કથા રોજ થાય;
પુતની પેરે પાળે પરજાય. ભાટ બ્રામણને રાજા ચાહાય. ૩
પરધાન પણ સખુંખી સહી. એમ વાત રાજાની કહી;
રાજકુવર કહે માલણ ગાય, મુંજ એક કહોની વારતાય. ૪
ચંદ્રમુખી જે કુંવરી સહી, તે પરણીકે કુંવારી તહીં
તારે માલણ કહે સાભળારે રાય; તે કુંવરી રૂપની રંભાય.
ભણીગણી બનીછે ઘણી, શી સોભા કહુ કુંવરી તણી;
રાજા તેને પરણાવવા કરે, તારે કુંવરી ના ઓચરે. ૧
મારા મનમાં પોણેજ ધાર્યું, મનમાને તે સાથે વરૂ;
સમસા મારી પુરશે જેહ, અમો વર વરીશુ તેહ. ૭
તે શુ જાણીએ શી શમશાયા, એવો હઠ ધરગો મનમાંય.
કોઇથી અરથ થાતો નથી, માટે કન્યા કુંવારી સરવથી. ૮
અરથ કરનારો મળે જાંહરે, તે કન્યા તેને પરણશે તાહરે;
એવી સાંભળી માલણની વાત, સાચ્ચુ બોલુંધું તારી સાથ. ૯
એવી સાભળી માલણની વાત, તારે રાજા બોલ્યો તેની સાથ
તે કુંવરીએ શમશા.ધરી હશે જેહ, નિસચે અરથ કરીસુ તેહ
પણ એક મુજને બાધા જાણુ. એ કન્યા પરણુ નહિ નિરવાણુ
શમશા એના મનની કહુ પણુ એ કંન્યા હું ના લેઉ.
એ મન ધરતી હશે અહંકાર, જે પૃથવીમાં નથી કોઇ કહેનાર
માટે એના મનના મટાડુ ભાડ, શમશાયા કહીને જીતુ હોડ
પરણ્યાનીતો કહુંછુ નાય, એવું હોયતો કહુ સમશાય;
તારે માલણ બોલી તહા, હવે હું જાવું કુંવરી પાશે શહી ૧૩
તમ વચનથી તે હું જાશ, જઈ કુંવરી પાશે વધામણી ખાઉ
એવું કહીને ચાલી નાર, તે કુંવરી કેરા મેહેલ મોઝાર. ૧૪
જઈ ચંદ્રમુખીને કરગો પ્રણામ, બાઈ મને આપો ઇનામ

એક કપુરસમાવતી નગરી જે કહેવાય, તેનો કપુરશેન રાજાય
તેનો કામશેન નામછે તન, તે આવ્યો મારે ભોવન;
તેણે મને પુછ્યુ વરતાંત, ભાગીતો માહારીતાં ભ્રાંત. ૧૬
એ કુંવર કહે શગશા કહુ સહી, પણ કંન્યા મારે પરણવીનહિ
તે બાળપણામાં જોબનવેશ, નીકળી આવ્યોછે પરદેશ. ૧૭

છપ્પો.

રૂપે જાણે કામ રીત તો રામ શમાને;
પ્રાક્રમ બુદ્ધિમાં બળવાન, જોર દેખીતા જવાને;
ધરતા બહુછે ધીર, વીર વર ગાળી જેવો;
વિદ્યા આપ બહુ વેશ, શેશ શમરથ છે તેવો;
શાણો માને ડાહાપણે, વિદ્યા રૂડો વિવેક છે;
તે શગસ્યા કહેપણ પરણે નહી, સામળભટ એવું ભણે.

દોહરા.

માલણ કહે સુણ કુંવરી, સાચી કહીએ પેર;
શમશા તારી પુરશે સહી, તે ઉતરયો મારે ઘેર. ૧
તે ચંદ્રમુખીએ સાંભળ્યુ, માલણના મુખની વાણ;
કુવરી તે વ્યાકુળ થઇ, તલપવા માંડયો પ્રાણ. ૨
સાંભળ માલણ માનુની, મને થઈ હાંશીને હાંણ;
હઈએ ધીરજ રહેતી નથી જઇ વળગ્યો ત્યાં પ્રાણ. ૩
વળી ચંત એક ઉપની, ચીતમાં ધીરજ ન રહે કાંય;
શમશા એ કહેશે ખરી, પરણવાની ના કેમ કહેવાય. ૪
મેં પણ તે માટે કરયું, જે કોઇ હશે ચતુર સુજાણ;
તે શમશા પુરશે, તેનો ચહીશુ પ્રાણ. ૫
તે મીથા થઈ ગયુ માહરૂ, હવે શુ કરશે કીરતાર;
નીગીત માત્ર શમશા કરી જોવા ચતુર ભરથાર. ૬

વિચારયુ વાએ ગયું, માલણે શી કરી પેર;
વળિ રૂપ વરણું તે તણું, બળી પ્રાક્રમ ઘણું જોર. ૭
તેથી જીવ રહેતો નથી, હવે મનમાં બહુ પરતાપ;
હવે શું કરૂંને શું થશે, હવે તે કયાં જાણે હુંપ. ૮
એવો બીજો નર મુને કાંહાં મળે રૂપ ગુણનો ભંડાર
રૂપ હશે તાંહાં ગુણ નહિ, ગુણ તાં રૂપ નહિ લગાર ૯
પછી મંદીરમાં ગઇ માનની, કીધો મન વિચાર;
પત્ર લખ્યો એક પ્રીતથી, ચતુરાઇથી નીરધાર. ૧૦

છપ્પો.

લખે કુંવરી ચતુર સુજાણ, પ્રણામ હમારો લેજો;
હુંછુ તમારી દાશ આરા મહારી છે જો.
મં નથી દીઠું તુજ રૂપ ભુપ પ્રપવીનો કહાવે;
માલણ કેરાં વખાણ, તે બાણ દુપે મહા ખુચાવે;
આ શમશા તે નીમીતે માત્ર પણ ગાત્ર સોંપ્યુ તુને સહી.
માટે તનમન સોંપીયુ, આશા પુરો આવી અહીં;
તુજ વિના તલપેછે પ્રાણ, હાણ થશે કાયાની;
માલણ વચનથી રીત, પ્રીત લાગી માયાની
માટે કરગરી કહું કરજોડ, પરણ્યાની હા કહેજો;
કોટી કોટી કહુ વાર પ્રણામ હમારા લેજો
પ્રતી ઉતર લખજો પત્રનો, કોટી વાર શું કહુ કથી
સામળકહે કુંવરી લખે. મને તુજ વીના બીજુ કોય નથી

ચોપાઇ

એમ પત્ર લખ્યો તે વાર, ઘરમાંથી આવી તે બહાર;
માલણને કહેજો તમો; આ પત્ર આપુંછું અમો.
પ્રતી ઉતર એનો લાવજો વધામણી વળી કહાવજો;

ગાહરી વતી કહેજો પરણામ, કહીયે કુંવરી છે તમારે નામ.
એમ કહીને છાની રહી, માલણ પોતીકે મંદીર ગઈ;
જઈ કુંવરીને કહ્યો સમાચાર, કુંવરીએ કહ્યોછે જુહાર. ૩
કહી કુંવરીએ સઘળિ વાત, પત્ર હતો તે આપ્યો હાથ;
તે વાંચ્યો એકાંતે જઈ, ચિંતા અદકી મનમાં થઈ. ૪
વિનતાએ કર્યુંછે પરણવા કાજ, હવે મહારી કેમ રહેશે લાજ
સમશાની હા કહેવરાવવા સહી, તેથી પસ્તાયો હું સહી. ૫
હવે શો કરૂં ઊપાય, પ્રતીઉતર શો લખું ત્યાંય;
પછે મન વીચારી ચતુરસુજાણ પત્ર એક લખ્યો નીરવાણ.૬

છપો.

સાંભળ ચંદ્રમુખી નાર. સાર પુછોછે તારી;
મારે પણ માઠું કેણ, વાત માનજો તુ મારી.
મેં પરણવાના લીધા સમ, કેમ હવે હું પરણું;
પરથમ કહુ સમસાનો અરથ, પછે વાત મારી વરણું;
માટે સમસાવાત પરથમ કરો, પરણની વાત પછે સહી
સામળ કહે સહુ સાંભળો, આ પ્રતી ઉતર લખ્યો સહી

ચોપાઇ

સાંભળ નારીતુ મારી વાત, મેં સાચો એક્ષર કહગો તુજ સાથ
પરણવાનીકીધી ઘેર વાત તે સારૂ મુકી આવ્યો માતને તાત
પરથમ અરથ હું સમસાનો કરૂ, પછે હું પંચે પરવરૂ;
માટે તારા બાપને કરતુ જાણ, અરથ આવી કર પરમાણ ૨
તારૂ ભાગ્ય માઠુંછે નાર, વળી કોઇ આવી મળશે ભરથાર.
હમારા ઉપરથી મન પરહરો, શાને નેહ અતીશે ધરો ૩
જોડ શમશા તે શી ધરી, તે જાણ કરોને વેગે કરી;

બીજી વાત પછે કરજો સહી, પરથમ શમશા પુછો અહી ૪
એ રીતે લખ્યો પતર માલણ હાથમાં આપ્યો તરત;
માલણ તીહી વેગે ગઇ, જઈ કુંવરી પાશે ઉભી રહી. ૫
પત્ર આપ્યો તેના કરમાંહ, ચંદ્રમુખીએ વાંચ્યો મનમાંહ
પછે અંદેશો કીધો મન સાથે સહી, હવે એ નર આવ્યો કંઇ જાય

દોહરો

ચંદ્રમુખી ચતુરછે ઘણું, વિચાર્યુ મન સાથ;
પરથમ શમશા પુછીએ, પછે પરણવાની વાત ૧
ધીમે ધીમે રાવતાં, ધીમે સબકુચ હોય;
માળી સીંચે સો ઘણા પણ રત બીન ફળ ન હોય. ૨
પરથમ તેડાવું મોહોલમાં કરૂ તાતને જાણ;
જોઉ ચતુરછે કે મુરખછે પછે પરણું નીરવાણ. ૩
એમ વિચાર પોતે કરયો, તેડી પાસે દાશ;
તેને વાત વીગત સરવે કહી, મોકલી રાજાની પાસ.
તમો કહોતો રાયજી, ખરૂ કરૂ મુજ મંન
માળી મંદીર આવીઓ, કોઇ રાજા કેરો તંન. ૫
તે કહે અરથ અમો કરૂ માટે આગ્ના આપોતાત;
એને મહેલમાં તેડી કરી, હું પુછુ મારી વાત. ૬
રાજા સાંભળી ખુશી થયો, કહી દાશીને પેર;
કુંવરીને કહો એ વાત, સુખે કરો તેડી રાજાને ઘેર
મન માને તુજ દાકરા તો પરણજો એની સાથ;
એ વાતમાં રાજી ઘણા, એવું કહાવીયુ તાત. ૮
દાશીએ આવી કહ્યું, ચંદ્રમુખીને વાણ;
તેડો રાજકુંવરને તમો. કાહાંચુછે રાજંન. ૯
ત્યારે પ્રસન થઇ તે પ્રેમદા માલણ તેડાવી રાત;

કહ્યું રાજકુંવરને મોકલો, જે આવ્યોછે મહિપસ. ૧૦
માલણ ત્યાંથી પરવરિ, કહિ રાજાને પેર;
ચંદ્રમુખીકુંવરી રામનિ તે તેડે તમને ઘેર. ૧૧
અરથ પુછે શમશા તણો, મનાવો તેનું મન;
કન્યા પરણો કોડામણી જેવી રૂપ રતંન. ૧૨

ચોપાઇ

નેત્ર ઉધાડી જુવે રૂષિરાય, કોણ છેરે માનવની કાય;
કેમ તું અહીંયા આવીઓ, તપ ભંગ કરવા લાવીઓ. ૧
ત્યારે બોલ્યા દીન વચંન, એ કશુંબા નગરીનો રાજંન
તેનો સુત બરાસ કહેવાય, તે આવ્યો પગે લાગવાય. ૨
તમ દરસનનો ઘેલો હું રાય, પરણ્યો કસ્તુરાવતી કંન્યાય;
તમ પરતાપે લાવ્યો અહીં, ક્ષમા કરો વાંક મારો સહી. ૪
એમ કહીને લાગ્યો પાય, હું અપરાધી તારો રાય
રૂશીએ દીધો આશીરવાદ ધન પુત્ર તારૂ ભાગ્ય
એમ કહીને મુકયો માથે હાથ, લીધી કશુંબા કેરી વાટ
આવ્યા ગોંદરે ઉતારો કરયો, સઉને હઈડે હરખજ ભરયો ૫
ચીત્રસેન જુવેછે વાટ પુત ન આવ્યો હજું શા માટ;
ભાટ આવી એમજ ભણે, બરાસ આવ્યોછે તમ તણે. ૬
નાહાલ કરયો રાજાએ તેહને; રાજસભાથી ઉઠયો તહરે;
હરખ ભરી સઉ જાય, ઉલાસ આણીને મનમનમાંહ ૭

દોહરો,

રાજા આશનથી ઉછળ્યો, પ્રભાવતી સામી જાય;
કુંવર આવ્યો જાણી કરી, મનમાં થયો ઘેંઘાટ, ૮
ચીત્રશેન જાય તેડવા, પાછળ પ્રભાવતી માય
તે પુંઠે ભેટયા જઇ, છપત રંકને રાય. ૯

રાજા આવતો જાણીને પુત્ર પગે પળાય:
બેઉનાં હઈડાં હરખીઆ, પુત્ર લાગ્યો પાય. ૩
રાજા મીત્ર સહુ મળ્યા, ખોળે લીધો કુમાર;
ફરી ફરી મુખ નિહાળીયું, ભીમસેન ભુપાળ. ૪
પછે આવ્યા નગરમાં સાથે સહુ સેનાય;
રઇયતને હરખ અતીઘણો, મનમાં સહુ હરખાય. ૫
સભા ભરી સીંહાસને; બેઠા તાતને તંન;
વીગત વાત માંડી કહી, જે વીત્યુતુ રાનમાંહ. ૬
તમ પરતાપે આવીઓ, માતાને લાગ્યો પાય;
કસંતુરાવતી અમી લાવીયો, તમ પરતાપે માય, ૭
ખુશી થીઓ ખુંબી કરે ટળ્યો વાહાલાનો વિજોગ;
બારવરશે મળ્યા સહી ભોગ અતિ ભોગ. ૮
સાગળભટે વરણુવ્યું, પરાસ કસતુરી જોડ
બેઉ કરજોડી એમ ભણે, તેને શ્રી રણછોડ. ૯
ગાય શીખેને સાંભળે મન તણો ભાગે ભેદ,
વિજોગ ભાંગે વાહાલા તણો એમ સાસ્ત્ર બોલે વેદ

